# ભૂગોળ-ભાગ ૧ લો.

## મુંબઈ ઈલાકો અને હિંદુસ્તાન.

ગુજરાતી ત્રીજા અને ચોથા ધોરણ તથા
અંગ્રેજી પહેલા ધોરણ માટે.


રચનાર અને પ્રકાશક,

રતનજી ઝવેરચંદ શાહ.

આસિ. માસ્તર, ભાવસિંહજી હાઇસ્કુલ-પોરબંદર.





આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૮૦. સને ૧૯૨૪

કિંમત ૬ આના.

# ભૂગોળ-ભાગ ૧ લો.

## મુંબઈ ઈલાકો અને હિંદુસ્તાન.

ગુજરાતી ત્રીજા અને ચોથા ધોરણ તથા
અંગ્રેજી પહેલા ધોરણ માટે.


રચનાર અને પ્રકાશક,

રતનજી ઝવેરચંદ શાહ.

આસિ. માસ્તર, ભાવસિંહજી હાઈસ્કુલ-પોરબંદર.





આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૮૦. સને ૧૯૨૪.

કિંમત ૬ આના.

# પ્રસ્તાવના

પરમાત્માની અનંત કૃપાના પ્રતાપે આ લઘુ પુસ્તકની પહેલી આવૃત્તિ પ્રસિદ્ધ કરવાનો યોગ આવ્યો છે. મારા પ્રયાસનું માન પોરબંદર રાજ્યના કેળવણી ખાતાને અને તેના ચીફ એજ્યુકેશનલ ઓફીસર મે. હીરજીભાઈ ફરામજી માર્કર સાહેબને ઘટે છે. આ ભૂગોળ પોરબંદર રાજ્યની પ્રાથમિક શાળાઓમા ટેક્સ્ટ બુક તરીકે મંજુર થઇ છે. આથી વિદ્યાર્થીઓની મુશ્કેલીઓ દૂર થશે તો મારો પ્રયત્ન સફળ થએલો માનીશ.

પોરબંદર.
તા. ૧-૧-૧૯૨૪.

રતનજી ઝવેરચંદ શાહ.

અમદાવાદ—સલાપોસરોડ,
ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમા
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યો.

# ભૂગોળ-ભાગ ૧ લો.

## મુંબઈ ઇલાકો અને હિંદુસ્તાન.

ભૂગોળ એ 'ભૂ' તથા 'ગોળ' એ બે શબ્દો મળીને થએલો છે. ભૂ એટલે પૃથ્વી અને ગોળ એટલે ગોળો, અર્થાત પૃથ્વી જે ગોળ છે તેના સંબંધનું જ્ઞાન આપનાર શાસ્ત્રને ભૂગોળ શાસ્ત્ર કહે છે.

## દિશાઓ અને ખુણાઓ.

દિશાઓ ચાર છે પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ. જે દિશામા સૂર્ય સવારે ઉગે છે, તેને પૂર્વ દિશા કહે છે. જે દિશામા સૂર્ય સાંજે આથમે છે તેને પશ્ચિમ દિશા કહે છે. પૂર્વ દિશા તરફ મો રાખીને ઉભા રહીએ તો ડાબા હાથ તરફ જે દિશા આવે તેને ઉત્તર દિશા કહે છે, અને જમણા હાથ તરફ જે દિશા આવે તેને દક્ષિણ દિશા કહે છે.




ખુણાઓ—ચાર છે. ઇશાન, અગ્નિ, નૈઋત્ય અને વાયવ્ય.

ઉત્તર અને પૂર્વ દિશા વચ્ચેના ખુણાને ઇશાન કહે છે. દક્ષિણ અને પૂર્વ દિશા વચ્ચેના ખુણાને અગ્નિ ખુણો કહે છે. પશ્ચિમ અને દક્ષિણ દિશા વચ્ચેના ખુણાને નૈઋત્ય ખુણો કહે છે. ઉત્તર અને પશ્ચિમ દિશા વચ્ચેના ખુણાને વાયવ્ય ખુણો કહે છે.

# વ્યાખ્યાઓ.

## જમીનના વિભાગોની વ્યાખ્યાઓ.

ગામ—જે ભાગની અંદર ઘણા ઘરોનો જથ્થો તથા નાની નાની દુકાનો આવેલી હોય પણ મુખ્ય બજાર ન આવેલી હોય તેને ગામ કહે છે.

કસ્બો—જેની અંદર ગામના કરતા વધારે ઘરો, વસ્તી તથા બજાર હોય તેને કસ્બો કહે છે.

શહેર—કસ્બા કરતા જેમાં વસ્તી વધારે હોય, જ્યા સારો વ્યાપાર ચાલતો હોય તથા ધોરી રસ્તાઓ અને મોટા મોટા ઘરો હોય તેને શહેર કહે છે.

તાલુકો—ઘણા ગામોનો એક જથ્થો હોય તેને તાલુકો અથવા પરગણું કહે છે.

જીલ્લો—ઘણા તાલુકા મળી જે ભાગ થાય છે તેને જિલ્લો કહે છે.

પ્રાંત—ઘણા જિલ્લા મળી જે ભાગ બને છે તેને પ્રાંત કહે છે.

ઇલાકો—ઘણા પ્રાંત મળીને જે ભાગ બને છે તેને ઇલાકો કહે છે.

એજન્સિ—દેશી રાજ્યોના જથ્થા પાડી તેના ઉપર અંગ્રેજ સરકારની દેખરેખ હોય તેને એજન્સિ કહે છે.

દેશ—ખંડના જે ભાગમા અમુક પ્રજા કે અમુક લોકની વસ્તી રહે છે તે ભાગને દેશ કહે છે.

ખંડ—ઘણા દેશો મળી થએલા જમીનના ભાગને ખંડ કહે છે.

પૃથ્વી—બધા ખંડો મળીને પૃથ્વી થાય છે.

ટાપુ—જમીનના જે ભાગની ચારે બાજુએ પાણી હોય, તેને બેટ, ટાપુ અથવા દ્વીપ કહે છે.

ભૂશિર—જમીનની અણી લાંબી થઇને સમુદ્રમા ગએલી હોય તેને ભૂશિર કહે છે.

ડુંગર—સપાટ જમીન કરતા જે ઠેકાણે વધારે ઉંચા ટેકરા આવેલા હોય તેને ડુંગર કહે છે.

પર્વત—ડુંગર કરતા ઘણા ઉંચા ટેકરા હોય તેને પહાડ કે પર્વત કહે છે.

શિખર—પર્વતના સૌથી ઉંચા ભાગને શિખર કહે છે.

દ્વીપકલ્પ—જે ભાગની ત્રણ બાજુએ પાણી હોય અને એક બાજુએ જમીન હોય તેને દ્વીપકલ્પ કહે છે.

જ્વાળામુખી—જે પર્વતના મથાળેથી ધુમાડો, રાખ અને ઉનો રસ નીકળે છે તેને જ્વાળામુખી કહે છે.

રણ—જે જમીનમાં ઘણા ગાઉ સુધી રેતી હોય તથા જ્યા ઝાડ અને પાણી હોતું નથી તેને રણ કહે છે

કિનારો—દરિયા, નદી કે સરોવરની પાસે આવેલી જમીનને કિનારો કહે છે

બંદર—મોટી નદી કે દરિયા કાંઠે આવેલુ શહેર કે જ્યાથી માલ ઉતરે છે અને ચડે છે તેને બંદર કહે છે.

ખીણ—પર્વત કે ડુગરની વચ્ચેની જગ્યાને ખીણ કહે છે.

દોઆબ—બે નદીઓ વચ્ચે આવેલા પ્રદેશને દોઆબ કહે છે.

સંયોગી ભૂમિ—જમીનના બે મોટા ભાગને સાંધનારા જમીનના નાના ભાગને સંયોગી ભૂમિ કહે છે.

## પાણીના વિભાગની વ્યાખ્યાઓ.

સમુદ્ર—ખારા પાણીના મોટા ભાગને સમુદ્ર કહે છે.

મહાસાગર—સમુદ્ર કરતા ખારા પાણીના મોટા ભાગને મહાસાગર કહે છે.

સરોવર—જેની ચારે બાજુએ જમીન હોય અને વચ્ચે પાણી હોય તેને સરોવર કહે છે.

અખાત—સમુદ્રની અણી જમીનમા ગએલી હોય તેને અખાત કહે છે.

ઉપસાગર—પહોળા મ્હોઢાના અખાતને ઉપસાગર કહે છે.

સામુદ્રધુની—પાણીના બે મોટા ભાગને સાધનારા પાણીના નાના ભાગને સામુદ્રધુની કહે છે.

નદી—મીઠા પાણીનો પ્રવાહ ડુગર કે પર્વતમાથી નીકળી સમુદ્ર કે સરોવરને મળે છે તેને નદી કહે છે.

શાખા—મોટી નદીમાથી પાણીનો ફાંટો નીકળી નાની નદીની માફક વહે છે તેને તે નદીની શાખા કહે છે.

## મુંબઈ ઇલાકો.

સીમા—ઉત્તરે બલુચીસ્તાન, પંજાબ, અને રજપુતસ્તાન છે. પૂર્વે મધ્ય પ્રાત અને નિજામનું રાજ્ય છે. દક્ષિણે મદ્રાસ ઇલાકો અને મ્હૈસુર છે, અને પશ્ચિમે અરબી સમુદ્ર છે.

વસ્તી—આ ઇલાકાની કુલ વસ્તી આશરે પોણા ત્રણ કરોડની છે. તેમા ગાયકવાડી રાજ્યની ૨૧ લાખ, ખાલસા મુલકની એક કરોડ ૯૬ લાખ, અને દેશી રાજ્યોની ૭૫ લાખ છે. આ ઇલાકાની મુખ્ય વસ્તી હિંદુ, મુસલમાન, તથા પારસી છે. વસ્તીનો પોણો ભાગ હિંદુ છે. મુસલમાનો વસ્તીના ચોથા ભાગ જેટલા છે. આ ઉપરાન્ત ખ્રિસ્તી, યાહુદી વગેરે કોમો છે.

**ધર્મ**—આ ઇલાકામા મુખ્ય ધર્મો હિંદુ ધર્મ, ઇસ્લામી, જૈન, જરથોસ્તી અને ખ્રિસ્તી છે. હિંદુ, ધર્મમા સ્માર્ત અને વૈષ્ણવ એવા બે મુખ્ય સંપ્રદાય છે. ઇસ્લામી ધર્મના લોકો મહમદ પેગમ્બરને માને છે. પારસી લોકો જરથોસ્તી ધર્મના છે, તેઓ અગ્નિને ઇશ્વરના પ્રતિરૂપ તરીકે પૂજે છે. જૈન ધર્મના બે વિભાગ છે, શ્વેતામ્બરી અને દિગંબરી-ખ્રિસ્તી ધર્મના લોકો જીસસ ક્રાઇસ્ટ પેગમ્બરને માનનારા છે

**ભાષાઓ**—ગુજરાતમા ગુજરાતી, કચ્છમાં કચ્છી, સિંધમા સિંધી ભાષા, મહારાષ્ટ્રમા મરાઠી અને દક્ષિણમા કાનડી ભાષા બોલાય છે. મુસલમાનો મોટે ભાગે ઉર્દુ ભાષા બોલે છે પણ કાઠિયાવાડ અને ગુજરાતમા ઘણા મુસલમાનો ગુજરાતી ભાષા બોલે છે.

વેપાર—આ ઇલાકામા મુખ્ય વેપાર ખેતીની ચીજોનો થાય છે. તેલબીઆ, ચામડા, શણ, ગળી, અને રૂની મુખ્ય નિકાશ છે. લોખંડનો સામાન, સુતરાઉ, ગરમ, અને રેશમી કાપડ, ખાંડ, કેરોસીન તેલ, કાચ, દવા તથા કોયલાની મુખ્ય આયાત છે.

રેલવે માર્ગ—અગાઉના વખતમા રેલવે ન હોવાથી બહુ અગવડ પડતી હતી. બધો માલ અને માણસોની આવજા ગાડા અને પોઠ મારફત થતી હતી. પણ હાલમા મોટા મોટા શહેરો અને ગામોને રેલવેને લીધે વેપાર માટે ઘણી સગવડ થઇ છે. મુખ્ય રેલવેઓ નીચે મુજબ છે.

બોમ્બે બરોડા એન્ડ સેન્ટ્રલ ઇન્ડિઆ રેલવે, ગ્રેટઇન્ડિયન પેનિન સ્યુલર રેલવે; સધર્ન મરાઠા રેલવે અને સિંધ રેલવે મુખ્ય છે. આ ઉપરાત કાઠિયાવાડમા ભાવનગર, જુનાગઢ, ગોંડળ—પોરબંદર, જામનગર, મોરબી અને ધ્રાંગધ્રા એમ જુદા જુદા સ્ટેટની જુદી જુદી નાની રેલવે છે.

**જળમાર્ગ**—આ ઇલાકામાં દરિયા કિનારો આવેલો છે. તેથી જળમાર્ગે ઘણો વેપાર ચાલે છે નદી માર્ગે વેપાર ઘણો ચાલતો નથી છતાં નર્મદા અને તાપી નદીઓમા વહાણો ફરી શકે છે. કરાંચીથી મુંબઇ સ્ટીમરમા બેસીને જવાય છે. સ્ટીમર કરાંચીથી નીકળી સિંધુ નદીમા થઇ માંડવી બંદરે આવે છે. ત્યાંથી દ્વારકા આગળ આવી, પોરબંદર વેરાવળ દીવ વગેરે બદરો કરી અરબી સમુદ્રમા થઈ મુંબઈ આવે છે.

**ખેતીને વનસ્પતિ**—મુંબઇ ઇલાકામાં લોકો મોટે ભાગે ખેતીનો ધંધો કરે છે. ખેતીમા મુખ્ય કરીને બાજરી, ડાગર, ઘઉં, કઠોળ, જુવાર, તલ, શેરડી અને માડવી છે. ઉત્તર વિભાગમાં મોટે ભાગે કપાસ, મકાઇ અને તમાકુ થાય છે. દરિયા કિનારે નાળિએર અને સોપારી મુખ્ય છે. કાઠિયાવાડ તરફ સાગ વાસ અને મહુડા પુષ્કળ થાય છે. કાનડા તરફ સુખડના ઝાડ ઉગે છે. આબા લીંમડા, પીપળા, વડ, આબલી અને બાવળ આ ઇલાકાના દરેક ભાગમા મળી આવે છે.

**ખનીજ**—કાઠિયાવાડના ડુંગરોમાથી ઘર બાધવાના પત્થર નીકળે છે, તેથી પોરબદર તરફ પત્થરનો વેપાર વધારે છે. પંચમહાલમાથી લોઢુ અને મેગેનીસ નીકળે છે. ધારવાડ જિલ્લામાથી સોનું અને લોઢાની કાચી ધાતુ નીકળે છે. દરિયાના પાણીમાથી મીઠુ પકવવામા આવે છે. સિંધની પશ્ચિમના પહાડમાથી ફટકડી, ત્રાંબુ, સીસુ અને ગધક નીકળે છે. રાજપીપળાના ડુગરમાથી આરસ નીકળે છે.

**રાજ્ય વહીવટ**—આ ઇલાકાનો રાજ્ય કારભાર ગવર્નર સાહેબની દેખરેખ નીચે ચાલે છે. તેની નીમણુંક ઇંગ્લાંડથી નામ-

દાર શહેનશાહ કરે છે. એમને રાજ્ય કારભારમા મદદ કરવાને બે કાઉન્સીલ છે. એઝ્ઝીક્યુટિવ કાઉન્સીલમાં બે યુરોપીયન અને એક દેશી હોય છે. ગવર્નરસાહેબ અને ત્રણ કારભારી મળીને ચાર જણ થાય છે. બીજી લેજીસ્લેટિવ કાઉન્સીલ એટલે ધારાસભા છે. તેમા કુલ ૧૧૧ સભાસદો છે તેમાં ૭૦ ટકા સભાસદો પ્રજાએ ચુટી કાઢેલા હોય છે, અને ૨૫ ટકા સભાસદો સરકારે નીમેલા હોય છે અને ચાર સભાસદો ઉપર જણાવેલા એઝ્ઝીક્યુટિવ કાઉન્સીલના સભાસદો હોય છે. આ ઇલાકાના પાચ વિભાગ કરવામા આવેલ છે, અને તે દરેકનો ઉપરી કમિશનર છે. દેશી રાજ્યોની એજન્સિમા એજન્ટ-ટુ-ધી ગવર્નર દેખરેખ રાખે છે. આ સિવાય દરેક જિલ્લામા કલેક્ટર, મામલતદાર, તલાટી અને મુખી કે પટેલ હોય છે. ન્યાયખાતાનો વહીવટ મુબઇની હાઇ કોર્ટના હાથમા છે. તેના ન્યાયાધીશો ગવર્નરથી સ્વતત્ર છે, એ સિવાય કેળવણી ખાતું, જગલ ખાતું, ખેતીવાડી ખાતું, પોલીસ ખાતું વગેરે બીજાં કેટલાક ખાતા છે. દરેક ખાતાને માટે એક મુખ્ય અધિકારી છે, તે બધા સરકારના તાબામા રહી પોતપોતાનું કામ કરે છે

વિભાગ—સિંધ, (૨) ઉત્તરવિભાગ, (૩) મધ્યવિભાગ અને દક્ષિણ વિભાગ છે.

અખાત—કચ્છનો અખાત-કચ્છની દક્ષિણે છે.
ખંભાતનો અખાત-કાઠિયાવાડની પૂર્વે છે.

સમુદ્ર—અરબી સમુદ્ર.

દ્વીપકલ્પ—કાઠિયાવાડ.

બેટ—દ્વારકાં—કાઠિયાવાડની પશ્ચિમે છે.
મુંબાઇબેટ—પશ્ચિમ કિનારે છે.

દીવ—કાઠિયાવાડની દક્ષિણે છે.

ભૂશિર—મોંઝ-કરાંચી પાસે છે.

દીવ—કાઠિયાવાડની દક્ષિણે છે.

જગતપોઇંટ—દ્વારકા પાસે છે.

પર્વત—હાલા-સિંધ પ્રાંતની પશ્ચિમે છે.

સાતપુડો—ઉત્તરવિભાગની પુર્વની સરહદ ઉપર છે.

ગીરનાર } એ બને કાઠિયાવાડમાં છે.
શેત્રુંજો }

રણ—કચ્છનું રણ

નદીઓ—સિંધુ—હિમાલય પર્વતમાથી નીકળી અરબી સમુદ્રને મળે છે

બનાસ } શીરોઇના ડુંગરમાંથી નીકળી કચ્છના રણમા
સરસ્વતી } પડે છે.

ગોદાવરી } સહ્યાદ્રિ પર્વતમાથી નીકળી બંગાળાના ઉપ-
કૃષ્ણા } સાગરને મળે છે.

શેત્રુંજી, સાબરમતી, તાપી, અને નર્મદા અરબી સમુ-
દ્રમા પડે છે.

સરોવર—મંચર સિંધમા છે.

બંદરો—મુંબઇ કરાંચી, પોરબંદર, ભાવનગર, વેરાવળ,
માંડવી ભરૂચ, સુરત અને કારવાડ છે.

હવાખાવાના ઠેકાણા—માથેરાન, આબુ અને મહાબળેશ્વર છે.

## મુંબઇ ઇલાકાના વિભાગ.

| | વિભાગ | મુખ્ય શહેર |
|---|---|---|
| ૧ | સિંધ ... ... ... ... | કરાંચી |
| ૨ | મુંબઇ ... ... ... ... | મુંબઇ |

૩ ઉત્તર વિભાગ

| | | |
|---|---|---|
| કાઠિયાવાડ | ... ... | રાજકોટ |
| ગુજરાત | ... ... | અમદાવાદ |
| ગાયકવાડી રાજ્ય... | | વડોદરા |
| કચ્છ | ... ... | ભૂજ |

૪ મધ્ય વિભાગ ... ... પુના

૫ દક્ષિણ વિભાગ ... ... બેલગામ.

## દેશી રાજ્યો.

મરેઠી દેશી રાજ્યો—વડોદરા, કોલ્હાપુર ને સાવંતવાડી.

રજપુત દેશી રાજ્યો—કચ્છ, ઈડર, ભાવનગર, નવાનગર, ધાંગધ્રા, મોરબી, રાજકોટ, ગોંડળ, પોરબંદર, રાજપીપળા, વાંકાનેર, પાલીતાણા, છોટાઉદેપુર, બારીઆ, વાંસદા અને ધરમપુર.

મુસલમાની દેશી રાજ્યો—જુનાગઢ, પાલણપુર, ખંભાત, રાંધનપુર, સચીન, ખૈરપુર અને જાફરાબાદ

પોર્ટુગીઝના સંસ્થાનો—દીવ, દમણ ને ગોવા.

## સિંધ પ્રાંત.

આ પ્રાતની વચ્ચોવચ્ચ સિંધુ નામે મોટી નદી વહે છે, તે ઉપરથી તેનું નામ સિંધ પડયુ છે. આ ભાગ ડેપ્યુટી કમિશનરના તાબા નીચે છે. તેના હાથ નીચે કલેકટરો છે.

સીમા—આ પ્રાતની ઉત્તરે બલુચીસ્તાન, પૂર્વે રજપુતસ્તાન દક્ષિણે કચ્છનું રણ અને પશ્ચિમે અરબી સમુદ્ર છે.

નદી—સિંધુ એ હિમાલયના પર્વતમાંથી નીકળે છે અને અરબી સમુદ્રને મળે છે.

સરોવર—મંચર.

## સિંધના વિભાગો અને શહેરો.

૧ કરાંચી જિલ્લો—કરાંચી મોટું વ્યાપારી શહેર અને બંદર છે. ઠઠ્ઠા જુનુ ઐતિહાસિક શહેર છે. શાહબંદર એ જુનુ બંદર છે.

૨ હૈદ્રાબાદ જિલ્લો—હૈદ્રાબાદમાં રૂપાનુ કામ સારૂં થાય છે. અગાઉ સિંધની રાજધાની હતું. મિયાણી—આ ઠેકાણે અંગ્રેજ સરકારે અમીરોને હરાવ્યા હતા.

૩ થર અને પારકર જિલ્લો—ઉમરકોટ એમા મોગલ શહેનશાહ અકબરનો જન્મ થયો હતો.

૪ નવાબશાહ જિલ્લો—નવાબશાહ મુખ્ય શહેર છે. શાહેદાદપુર એ મીર શહેદાદે વસાવ્યુ છે.

૫ સક્કર જિલ્લો—સક્કર મુખ્ય શહેર છે. શિકારપુર વેપારનું મથક છે. બક્કર એ નાનો બેટ છે.

૬ લારખાના જિલ્લો—લારખાના એ સુંદર શહેર છે. એમા કાપડ તથા પિત્તળના વાસણ થાય છે.

૭ ઉત્તર સરહદનો જિલ્લો—જેકોકાબાદ અહિંઆ તાપ સખત પડે છે.

ખૈરપુર સંસ્થાન—ખૈરપુર રાજધાની છે. અહીં હાથી-દાતનુ કામ સારૂ થાય છે.

## મુંબઈ બેટ.

મુંબઇ એ મુંબઇ ઇલાકાનું રાજધાનીનું શહેર છે. તે હિંદુસ્તાનમા સૌથી મોટું વેપારનું મથક છે. તેમજ તે ઘણીજ અગત્ય ધરાવનારૂ બંદર છે. આ બેટ સમુદ્રમા વચ્ચે આવેલ હોવાથી તેમા ઘણી ગરમી કે ઠંડી પડતી નથી. ત્યા ઘણી જુદી જુદી ભાષાઓ બોલાય છે. સરકારી કામ માટે ખાસ અંગ્રેજી ભાષા બોલાય છે.

**તળાવ**—પરેલ તળાવ, નાખોદાનુ, બાણુલા, નાયગામ અને જાંબલી તળાવ મુખ્ય છે.

**બંદરો**—પાલવા અને બેલાર્ડ કોટમા છે. વિકટોરીઆ અને પ્રિન્સેસ બંદરો માડવીમા છે. અને મજગામ બંદર છે.

**વિભાગ**—માહીમ, પરેલ, ભાયખલ્લા, ભૂલેશ્વર, માંડવી, બહારકોટ અને ગીરગામ મુખ્ય છે.

**હુન્નર, કેળવણી**—મુંબઈમાં હજારો કારીગરો પોતાના ઉદ્યમવડે પોતાનુ ગુજરાન કરે છે. મુખ્ય ઉદ્યોગ સુતર કાતવાનો ને કાપડ વણવાનો છે. ત્યા સખ્યાબધ મીલો છે; તેથી લાખો માણસને રોજી મળે છે.

આ શહેરમા ઉંચી વિદ્યાનુ જ્ઞાન આપવા માટે હુન્નરશાળા. ચિત્રશાળા, કોલેજ, હાઇસ્કુલ વગેરે શાળાઓ છે. તથા અહિંઆ સરકારે યુનિવરસીટી સ્થાપી છે.

મુબઈના ગવર્નર સાહેબના તાબામા આ ઇલાકા સિવાય અરબસ્તાનમા આવેલા સંસ્થાનો છે. એડન–વેપારી મથક છે. પેરીમ અને સોકોટ્રા રાતા સમુદ્રમા છે.



# ઉત્તર વિભાગ.

## ગુજરાત.

આ વિભાગમા ગુજરાત તથા કાઠિયાવાડનો સમાવેશ થાય છે. કાઠિયાવાડ એજન્સિના ગજ્યો વડોદરા રાજ્યને તથા અંગ્રેજ સરકારને ખંડણી આપે છે

આ ભાગમા મુખ્ય ધધો ખેતીનો છે બાકીના લોકોનો આધાર વ્યાપાર, મજુરી અને નોકરી ઉપર છે આ ભાગમા કપાસ લોઢવાની, કાપડની, દળવાની, પીલવાની અને કાતવાની ઘણી મીલો છે. ઉત્તર ગુજરાત ઘણો ફળદ્રુપ છે. જે ભાગમા રણ આવેલ છે. તેને થળ કહે છે.

આ વિભાગના વડા અધિકારીને કમિશનર કહે છે. તેમના હાથ નીચે દરેક જિલ્લામા કલેક્ટર દેખરેખ ગખે છે. પોલિટિકલ એજન્ટ એજન્સિના દેશીગજ્યોમા હોય છે. કાઠિયાવાડ એજન્સિનો ઉપરી એજન્ટ ટુ ધી ગવર્નર કહેવાય છે. જિલ્લાના તાલુકાઓમા મામલતદાર દેખરેખ રાખે છે, તે તાલુકાની મહેસુલ એકઠી કરી કલેક્ટરને મોકલે છે. તાલુકાના દરેક ગામમા તલાટી હોય છે તે મહેસુલ ઉઘરાવીને મામલતદારને મોકલે છે

**સીમા**—ઉત્તરે મારવાડ, તથા મેવાડ, પૂર્વે ડુગરપુર અને આગાસુર પર્વત, દક્ષિણે નાશિક અને ખાનદેશ જિલ્લો, પશ્ચિમે કાઠિયાવાડ અને કચ્છનુ રણ તથા ખભાતનો અખાત છે.

**બંદરો**—પોરબંદર, ભાવનગર, દ્વારકાં, દીવ, ખંભાત, ભરૂચ અને સુરત છે.

**બેટ**—દીવ બેટ કાઠિયાવાડની દક્ષિણે છે.

અખાત—કચ્છ અને ખંભાતના અખાત મુખ્ય છે.

નદી—નર્મદા, તાપી, સાબરમતી, મહી, બનાસ, ભાદર, સરસ્વતી અને શેત્રુંજી મુખ્ય છે.

પર્વત—ગીરનાર, આરાસુર, સાતપુડા અને પાવાગઢ.

જાત્રાના સ્થળો—દ્વારકાં, પ્રભાસપાટણ, ડાકોર, પાલીતાણાં, આબુ અને અંબાજી છે.

## રાજકીય વિભાગો.

આ વિભાગને ૭ જિલ્લા તથા પાચ એજન્સિ અને બે સંસ્થાનોમા વહેંચી નાખવામાં આવ્યો છે.

| | |
|---|---|
| ૧ અમદાવાદજિલ્લો-અમદાવાદ | ૭ કાઠિયાવાડ એજન્સિ-રાજકોટ. |
| ૨ ખેડાજિલ્લો-ખેડા. | ૮ પાલણપુરએજન્સિ-પાલણપુર. |
| ૩ પંચમહાલજિલ્લો-ગોધરા | ૯ મહીકાંઠાએજન્સિ-સાદરા. |
| ૪ ભરૂચજિલ્લો-ભરૂચ | ૧૦ રેવાકાંઠાએજન્સિ-ગોધરા. |
| ૫ સુરતજિલ્લો-સુરત | ૧૧ સુરતએજન્સિ-ધરમપુર. |
| ૬ થાણાજિલ્લો-થાણા | ૧ ખંભાત સંસ્થાન-ખંભાત |
| | ૨ ગાયકવાડીરાજ્ય-વડોદરા. |

## ૧ અમદાવાદજિલ્લો.

આ જિલ્લો કાઠિયાવાડની પશ્ચિમે છે. અને ઉત્તર વિભાગના બધા જિલ્લાઓ કરતા વિસ્તારમા મોટો છે. આખો જિલ્લો એક જગ્યે આવેલો નથી.

આ જિલ્લામા ૭ તાલુકા અને બે પેટામહાલ છે.

(૧) ઉત્તરદસક્રોઈ (૨) દક્ષિણદશક્રોઈ (૩) વીરમગામ (૪) પ્રાન્તીજ (૫) ધંધુકા (૬) મોડાસા (૭) સાણંદ (૮) અને ગોધા.

તાલુકાનો ઉપરી મામલતદાર છે અને પેટામહાલનો ઉપરી મહાલકારી છે.

મુખ્ય શહેરો—અમદાવાદ-ગુજરાતના સુલતાન અહમદ-શાહે વસાવ્યુ હતું, અને તેના નામ ઉપરથી આ ગામનું નામ અમદાવાદ પડયુ છે. રાજધાનીનું શહેર છે. અહીં સુતર, રેશમ અને કસબના મોટા કારખાના છે. કાપડ વણવાની ઘણી મીલો છે. રેલવેનું મોટું જંકશન છે. વીરમગામ-ત્યા સિદ્ધરાજની મા મીનળ-દેવીનું બંધાવેલ મુનસર તળાવ છે. તથા રેલવે જંકશન છે.

ખારાઘોડા—આ વડાગરૂ મીઠુ પકાવવામા આવે છે પ્રાન્તીજમાં સાબુ બને છે. ધોળકા-સુડ અને દાડમને માટે વખાણાય છે. ધંધુકાની આસપાસના પ્રદેશને ભાલ કહે છે. ઘોઘા-એ હવાખાવાનું ઠેકાણુ છે, તથા બંદર છે. પાટડી-એ કણબી તાલુક-દારનો કસ્બો છે.

નદી—સાબરમતી અરવલીના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે તે સિવાય શુકભાદર અને વાત્રક છે.

તળાવ—મુનસર વીરમગામ પાસે છે અને મલાવ તળાવ ધોળકા પાસે છે.

## ૨ ખેડાજિલ્લો.

ખેડાજીલ્લો—અમદાવાદ જિલ્લાની દક્ષિણે અને પૂર્વે આવેલો છે. આ જિલ્લાનો મધ્યભાગ ચરોતરના નામથી ઓળખાય છે, અને તે ઘણો ફળદ્રુપ છે, આ જિલ્લાના સાત તાલુકા પાડવામા આવ્યા છે. (૧) કપડવંજ (૨) ઠાસરા (૩) બોરસદ (૪) નડીયાદ (૫) મહેમદાવાદ (૬) માતર (૭) આણંદ.

નદી—સાબરમતી અને મહી.

**મુખ્ય શહેરો**—ખેડા મુખ્ય શહેર છે. નડિઆદમા અનાથાશ્રમ છે. કપડવંજમા કાચ અને સાબુ બનાવવાના કારખાના છે. લસુંદ્રામા ઉના પાણીના કુંડ છે. ડાકોરજીમા રણછોડજીની મૂર્તિ છે, તેથી જાત્રાનું ઠેકાણું છે. વડતાલ શ્રી સ્વામીનારાયણના ધર્મવાળાઓનું જાત્રાનું સ્થળ છે.

**આણંદ**—રેલવેનું મોટું જંક્શન છે **મહેમદાવાદ**—મહમદ બેગડાએ વસાવ્યુ હતું.

## ૩ પંચમહાલજિલ્લો.

આ જિલ્લો ખેડાજિલ્લાની પૂર્વે એ વિભાગમા આવેલો છે. એમા પાચ મહાલો આવેલા હોવાથી એનું નામ પચમહાલ પડયુ છે. મુખ્ય વસ્તી ભીલ લોકોની છે. આ જિલ્લો જગલોથી ભરપુર છે. મહુડાના ઝાડો ઘણા થાય છે. એમા ગોધરા અને દાહોદ, અને કાલોલ ત્રણ મોટા તાલુકાઓ છે. હાલોલ અને ઝાલોદ પેટા મહાલો છે.

**મુખ્ય શહેરો**—ગોધરા મુખ્ય શહેર છે. એની પાસે ગોધરેક નામનુ તળાવ છે. **દાહોદ**—ઔરગઝેબની જન્મભૂમિ છે

**ચાંપાનેર**—વનરાજ ચાવડાએ વસાવ્યુ હતુ, હાલ ખડેર હાલતમા છે.

**હાલોલ**—મહમદ બેગડાના વખતમા વસ્યું હતું. આ સિવાય કાલોલ અને ઝાલોલ છે.

**પહાડ**—પાવાગઢ-તેની ઉપર કાલીકા માતાનું દહેરૂ છે.

## ૪ ભરૂચજિલ્લો.

આ જિલ્લો ખેડાજિલ્લાની દક્ષિણે અને ખંભાતના અખાતની પૂર્વે આવેલો છે. પંચમહાલ કરતા નાનો છે. તેમા રૂનો પાક ઘણો સારો થાય છે. તેની જમીન ખેતીને ઘણી લાયક છે.

તાલુકા—ભરૂચ, અંકલેશ્વર, વાગરા, આમોદ, અને જંબુસર અને હાંસોટ પેટા મહાલ છે.

નદી—નર્મદા, મહી અને ઢાઢર છે.

મુખ્ય શહેરો—ભરૂચ મુખ્ય શહેર છે, નર્મદા નદીને કાઠે આવેલુ છે. ત્યા ભૃગુ ઋષિનો આશ્રમ છે, તેથી તેનું જુનુ નામ ભૃગુકચ્છ ઉપરથી હાલનું ભરૂચ નામ પડ્યુ છે. અંકલેશ્વર મોટું રેલવે સ્ટેશન છે. શુકલતીર્થ-નર્મદા નદીને કાંઠે જાત્રાનું સ્થળ છે, એની પાસે કબીર વડ નામે મોટો વડ આવેલો છે આમોદમાં દેશી ચપ્પુ સારા થાય છે. જંબુસરમા મોટા દાણાની રાઈ થાય છે.

## ૫ સુરતજિલ્લો.

સુરતજિલ્લો ગુજરાતની છેક દક્ષિણે આવેલો છે. વડોદરા રાજ્ય એની જોડમા આવેલુ હોવાથી એના ભાગ બે થયેલા છે.

પર્વત—પારનેરાનો ડુંગર વલસાડ પાસે છે. ત્યા માતાનુ દહેરૂ છે.

નદી—તાપી-ખંભાતના અખાતમા પડે છે.

તાલુકા—ચોર્યાસી, જલાલપોર, વલસાડ, પારડી, માંડવી, બારડોલી અને ચીખલી.

મુખ્ય શહેરો—સુરત તાપી નદી ઉપર આવેલુ છે. અગાઉના વખતમા મોટુ બંદર ગણાતું હતું. રેશમી કાપડ અને કસબને

આટે જાણીતું છે. ત્યાની બરફી વખણાય છે. વલસાડ બંદર છે, અહિથી લાકડા અને ગોળની નિકાશ થાય છે ઉદવાડામા પારસી લોકોની અગ્યારીનું મંદિર છે. તીથલ-દરીઆ કિનારા પર હવા ખાવાનું ઠેકાણું છે. ડુમસ-દરીઆ કિનારે છે. હવા ખાવાનું ઠેકાણું છે. હજીરામા દીવાદાડી છે. તાપીના મુખ ઉપર હવા ખાવાનુ ઠેકાણું છે. બહુધાન-માડવી તાલુકામા છે, જાત્રાનુ ધામ છે. અહીં દર બાર વર્ષે મોટી જાત્રા ભરાય છે.

રાંદેર—તાપી નદીને કાઠે સુરત પાસે આવેલુ છે. જેવાલાયક જગ્યા છે.

## ૬ થાણાજિલ્લો.

ઉત્તર વિભાગમા છેક દક્ષિણમા આ જિલ્લો આવેલો છે. આનો પશ્ચિમ ભાગ ફળદ્રુપ છે. તેમા ડાંગર, શેરડી, કેળા, પાન, નાળિએર વગેરે થાય છે. આ જિલ્લામા મીઠું પકવવામા આવે છે. ત્યા મરાઠી ભાષા બોલાય છે.

તાલુકા—દાહણુ, માહીમ, વસઇ, મુરવાડ, કલ્યાણ સાષ્ટિ, ભીંવડી, વાડે અને શાહપુર.

મુખ્ય શહેરો—થાણા મુખ્ય શહેર છે. વાંદરા-મુબઇથી નવ માઇલ આવેલુ છે અને તે મુબઇનું નાકુ છે.

બોરીવલી—નાનું સ્ટેશન છે. ત્યાથી દોઢ માઇલ પર કેનેરી ગુફા જેવા લાયક છે. વસઇ-એ નામનું બેટમા શહેર છે. ત્યાંના પાન અને કેળા વખણાય છે કલ્યાણમા સારો વેપાર છે. વથા તે રેલવેનું સ્ટેશન છે. સંજાણ-પારસી લોકો પહેલા ત્યા ઉતર્યા હતા.

બેટ—સાષ્ટી બેટ છે.

પર્વત--સહ્યાદ્રી પૂર્વ તરફ આવેલો છે.

## ૭ કાઠિયાવાડ એજન્સિ.

કચ્છનું રણુ અને ખંભાતના અખાતની પેલી તરફ, અરબી સમુદ્રની અંદર બહાર પડતો દ્વીપકલ્પ કાઠિયાવાડ એજન્સિને નામે ઓળખાય છે. એનું અસલ નામ સૌરાષ્ટ હતું, પણ હાલમા કાઠિયાવાડના નામથી ઓળખાય છે, કારણુ કે કાઠી નામના રજપુતોએ ત્યા પોતાના રાજ્યો સ્થાપ્યા છે. આ ભાગમા બાજરી, જુવાર, કઠોળ, ઘઉં અને માડવીની મુખ્ય પેદાશ છે. પોરબંદરી પત્થર તથા ઘીની મુખ્ય નિકાશ છે.

રાજકીય વિભાગો—આ એજન્સિમા નાના મોટા ૧૯૩ રાજ્યો છે. તેમાથી પોરબંદર, ભાવનગર, જુનાગઢ, જામનગર, ગોંડળ, ધ્રાંગધ્રા, મોરબી, વાંકાનેર અને જાફરાબાદ એ પહેલા વર્ગના રાજ્યો છે, રાજકોટ, પાલીતાણા, ધ્રોળ, લીંબડી, વઢવાણુ અને લખતર એ બીજા વર્ગના રાજ્યો છે. જસદણુ, સાયલા, ચુડા, જેતપુર, વળા અને બાંટવા એ ત્રીજા વર્ગના રાજ્યો છે. એ સિવાયના બીજા નાના રાજ્યો છે. આ બધા રાજ્યો ઉપર અગ્રેજ સરકારની દેખરેખ છે. કાઠિયાવાડ એજન્સિની એજન્ટ ટુ ધી ગવર્નર દેખરેખ રાખે છે. તે રાજકોટમા રહે છે. તે મુબઇના ગવર્નરની હાથ નીચે કામ કરે છે. તેના હાથ નીચે પોલિટિકલ એજન્ટ છે. તેને એકેક પ્રાત સોપવામા આવ્યો છે. તેમના તાબા નીચેના દરેક થાણુામા થાણુદાર રહે છે, અને થાણુાના દરેક ગામમા પોલીસ પટેલ રહે છે. રાજ્યવહીવટ માટે હાલમા કાઠિયાવાડ એજન્સિના બે ભાગ પાડવામા આવ્યા છે.

(૧) પૂર્વભાગમાં ઝાલાવાડ પ્રાત અને ગોહિલવાડ પ્રાત આવેલા છે. એનુ મુખ્ય સ્ટેશન વઢવાણુકાપ છે.

(૨) પશ્ચિમ ભાગમાં હાલાર અને સોરઠપ્રાંત આવેલા છે એનું મુખ્ય સ્ટેશન રાજકોટ છે.

**નદી**--ભાદર--ચોટીલાના ડુંગરમાથી નીકળી અરબીસમુદ્રને મળે છે.

શેત્રુંજી--એ ગીરનારના ડુંગરમાથી નીકળી ખભાતના અખાતને મળે છે.

આજી--એ ચોટીલાના ડુંગરમાથી નીકળી કચ્છના અખાતને મળે છે.

વઢવાણ અને લીંબડીના ભોગાવો--ચોટીલાના ડુંગરમાથી નીકળી નળ સરોવરને મળે છે.

શુકભાદર--એ ચોટીલાના ડુંગરમાથી નીકળી ખંભાતના અખાતને મળે છે.

મચ્છુ--એ ચોટીલાના ડુંગરમાથી નીકળી કચ્છના રણને મળે છે.

આ નદીઓ સિવાય ફલકુ, માલણ, શીંગવડો વગેરે નાની નદીઓ છે.

**પર્વતો**--ચોટીલો--એ ઝાલાવાડમા આવેલો છે,

ગીરનાર--એ સોરઠ પ્રાતમા આવેલો છે. તેના ઉપર હિંદુ અને જૈન લોકોના દહેરા છે. તથા તેના ઉપર અંબાજી, ગોરખનાથ, દતાત્રય અને દાતાર આવેલ છે.

બરડો--એ બરડા પ્રાતમા આવેલ છે. બરડાંનુ ઘી વખણાય છે તેની નજદીક બિલેશ્વર મહાદેવનું દહેરૂ આવેલ છે. અહિંઆ દર વર્ષે મેળો ભરાય છે.

ગીર--ગીરનારની દક્ષિણ ભાગમા આવેલ છે. તેમા ઘાસ તથા ઘીની પેદાશ બહુ છે.

શેત્રુંજો—પાલીતાણા પાસે આવેલ છે. ત્યા જૈન લોકોના દહેરા છે, તેથી ત્યા જૈન લોકો જાત્રાએ જાય છે.

બેટ—શંખોદ્ધાર વાયવ્યખુણામાં આવેલ છે.

## ઝાલાવાડ પ્રાંત

આ પ્રાત કાઠિયાવાડની ઉત્તરે અને હાલારની પૂર્વે છે. આ પ્રાતમા ઝાલા રજપૂતોના ઘણા સસ્થાનો હોવાથી તેનુ નામ ઝાલાવાડ પડયુ છે.

સંસ્થાનો—ધ્રાંગધ્રા, લીંમડી, વઢવાણ, લખતર અને સાયલા, એ મોટા સસ્થાનો છે એ સિવાય બજાણા, મુળી, ચુડા, પાટડી અને હસાડા છે.

પર્વત—ચોટીલો.

નદીઓ—વઢવાણનો ભોગાવો, લીંબડીનો ભોગાવો અને શુકભાદર મુખ્ય છે.

મુખ્ય શહેરો—ધ્રાંગધ્રા–અહિંના રાજા આ પ્રાતના ઝાલા રજપુતોના ઉપરી છે. લીબડી–અહિંની સુડીઓ વખણાય છે. પાણશીણા અને શીઆણી તેના નાના ગામ છે વઢવાણ–મા દેશી સાબુ સારો થાય છે. રેલવે જકશન છે તથા ત્યા ગરાસીઆ સ્કુલ છે. આ સિવાય લખતર, સાયલા, બજાણા, મુળી અને પાટડી એ નાના તાલુકા છે.

## ગોહિલવાડ પ્રાંત

આ પ્રાત કાઠિયાવાડના અગ્નિ ખુણામા છે; એનું નામ ગોહિલ રજપુતો ઉપરથી ગોહિલવાડ પડયુ છે.

પર્વત—શેત્રુંજો-તેના ઉપર જૈન લોકોના દહેરા છે.

સસ્થાનો—ભાવનગર, પાલીતાણા, વળા અને લાઠી.

ભાવનગર—એ પહેલા વર્ગનુ રાજ્ય છે. મુખ્ય શહેર ભાવ-નગર છે. તે પહેલા ભાવસિંહજીએ વસાવ્યુ હતું. ત્યા શામળ-દાસ કોલેજ છે. આ રાજ્યનો મુખ્ય વેપાર દરીઆ માર્ગે ચાલે છે. શીહોર-મા ત્રાબા પિત્તળના વાસણો સારા થાય છે. મહુવા-બંદર છે. ત્યા લાકડાના રમકડા સારા થાય છે

બોટાદ, રાજુલા, અને તળાજા એ નાના ગામો છે.

પાલીતાણા—એ બીજા વર્ગનુ રાજ્ય છે. મુખ્ય શહેર પાલી-તાણા છે. ત્યાં શેત્રુંજો ડુગર આવેલો હોવાથી જૈન લોકો જાત્રા કરવા જાય છે.

વળા અને લાઠી એ નાના સસ્થાનો છે

## હાલાર પ્રાંત

આ પ્રાત કાઠિયાવાડની વાયવ્યે આવેલ છે. અગાઉના વખતમા હાલાજી નામના જાડેજા રાજાએ આ પ્રાત જીત્યો હતો, તેથી તેના નામ ઉપરથી હાલાર પડયુ છે.

સસ્થાનો—જામનગર, મોરબી, ગોંડળ. વાંકાનેર, ધ્રોળ, વીરપુર અને રાજકોટ એ મોટા સસ્થાનો છે.

નદીઓ—મચ્છુ, આજી અને ધી નદી.

નવાનગરનું રાજ્ય—એનું મુખ્ય શહેર જામનગર છે. ત્યાના રાજાના નામ પરથી તેનુ નામ જામનગર પડયુ છે. ત્યાની રેશમી પાઘડી, બાધણી, કંકુ, સોયરૂ અને કસબ વખણાય છે. તેની પાસેના દરીઆમાંથી મોતી નીકળતા હતા. ખભાળીયા-ધી નદી ઉપર છે. બેડી, સલાયા, અને જોડીયા એ નાના બંદરો છે.

**મોરબીનું રાજ્ય**—એનુ મુખ્ય શહેર **મોરબી** છે. એ મચ્છુ નદી ઉપર આવેલુ છે. **વવાણીઆ** અને ટંકારાએ નાના ગામો છે.

**ગોંડળનું રાજ્ય**—રાજધાની **ગોંડળ** છે. અહિંઆ ગરાસીઆ કોલેજ અને હાઇસ્કુલ છે. આ રાજ્યમા પ્રાથમિક કન્યા કેળવણી ફરજીઆત છે. **ધોરાજી, ભાયાવદર, ઉપલેટા** વગેરે નાના ગામો છે.

**વાંકાનેરનું રાજ્ય**—મુખ્ય શહેર **વાંકાનેર**.

**રાજકોટ**—એ બીજા વર્ગનુ રાજ્ય છે મુખ્ય શહેર રાજકોટ છે. ત્યા એજન્ટ ટુ ધી ગવર્નર રહે છે. અહિ રાજકુમાર કોલેજ, ટ્રેનીંગ કોલેજ, મીડલ સ્કુલ અને હાઇસ્કુલ છે. જ્યુબીલી સંગ્રહસ્થાન જોવા લાયક છે.

**વીરપુરમાં** લુહાણા ભક્ત થઇ ગયા છે તે સિવાય સરધાર, ઘોળ, આમરણ, બાલંભા, કંડોરણા વગેરે ગામો આ પ્રાતમા આવેલા છે.

## સોરઠ પ્રાંત.

હાલાર પ્રાતની દક્ષિણે આ પ્રાંત આવેલો છે. ભાદર કાઠાનો ફળદ્રુપ ભાગ તથા ઘેડ આવેલ હોવાથી ખેતીની પેદાશ સારી છે. મધ્યમા ગીરનું મોટું જંગલ છે. લાકડા, ઘી અને મધની પેદાશ સારી છે.

**સંસ્થાનો**—જુનાગઢ, પોરબંદર, અને જાફરાબાદ એ પહેલા વર્ગના ત્રણ રાજ્યો છે.

**પર્વત**—ગીરનાર, ગીર અને બર્ડો આવેલ છે.

**નદીઓ**—ભાદર, અને ઓઝત એ મોટી નદીઓ છે.

**જુનાગઢનું રાજ્ય**—એ મુસલમાની રાજ્ય છે. ત્યાના રાજ-કર્ત્તાને નવાબ કહે છે. જુનાગઢ તેનું મુખ્ય શહેર છે. ગીરનારની તળેટીમા આવેલુ છે. ત્યા બહાઉદ્દીન કોલેજ છે. ત્યા દામોદર તથા રેવતી કુંડ આવેલ છે; તેથી ઘણા હિંદુઓ ત્યા જાત્રાએ જાય છે. **સોમનાથ પાટણ**—તે હિંદુ લોકોનુ જાત્રાનું સ્થળ છે. **વંથળી, કુતીયાણા, માંગરોળ** અને ઉના એ નાના ગામો છે.

**પોરબંદરનું રાજ્ય**—એ પહેલા વર્ગનુ રાજ્ય છે. તેનું મુખ્ય શહેર પોરબંદર છે. અહિંઆ શ્રીકૃષ્ણ ભગવાનના મિત્ર સુદામાજીનુ મંદિર છે તેથી આ શહેરને સુદામાપુરી કહે છે. કાઠિ-યાવાડના પશ્ચિમ કિનારે મોટુ બંદર છે. અહિંના રાજકર્તાને **મહારાજા મહારાણા** કહે છે. અહીં ઈમારતી પત્થર તથા ઘીની મુખ્ય નિકાશ છે. સીમેંટ બનાવવાનુ કારખાનુ છે. આ રાજ્યમા પ્રાથમિક કેળ-વણી તદન મફત આપવામા આવે છે, વળી અહિંઆ હાઇસ્કુલ છે. માધવપુરમા-માધવરાયનુ મંદિર છે **રાણાવાવ, રાણાકંડોરણા, નવીબંદર** એ નાના ગામો છે.

જાફરાબાદ—એ દક્ષિણ કિનારે નાનો તાલુકો છે. તે જંજી-રાના નવાબને તાબે છે.

## ૮ પાલણપુર એજન્સિ.

ગુજરાતની છેક ઉત્તરે અને કચ્છના રણની પૂર્વ દિશાએ સૌથી મોટી આ એજન્સિ આવી છે. તેનો વિસ્તાર અમદાવાદ જિલ્લા કરતા ઘણો વધારે છે.

**નદીઓ—સરસ્વતી અને બનાસ છે.**

**રાજ્યો**—આ એજન્સિમા નાના મોટા ૧૩ રાજ્યો છે. તેમા **પાલણપુર** અને **રાધનપુર** એ બે મુખ્ય રાજ્યો છે.

પાલણપુરનું રાજ્ય—તે પહેલા વર્ગનું મુસલમાની રાજ્ય છે. મુખ્ય શહેર પાલણપુર છે. ત્યાના હાકેમને નવાબ કહેછે.

ડીસા—બનાસ નદીને કાંઠે છે. એમા અગ્રેજી લશ્કરી છાવણી છે.

રાધનપુર—એ મુસલમાની રાજ્ય છે. મુખ્ય પેદાશ કપાસ છે. મુખ્ય શહેર રાધનપુર છે આ ભાગમા સુરોખાર જડે છે.

## ૯ મહીકાંઠા એજન્સિ.

પાલણપુર એજન્સિની પૂર્વે આ એજન્સિ આવેલી છે. આ એજન્સિમા ૬૩ નાના રાજ્યો આવેલા છે. મુખ્ય પેદાશ બાજરી, મકાઈ, ઘઉ, ચણા, તલ અને રૂ છે

નદીઓ—સાબરમતી, વાત્રક, હાથમતી અને સરસ્વતી છે.

રાજ્યો—ઇડરનું રાજ્ય—તેનુ મુખ્ય શહેર ઇડર છે.

દાતાનું રાજ્ય—એ નાનુ રાજ્ય છે. અંબામાતાના દહેરા અને આરાસુર પહાડને લીધે જાણીતું છે.

સાદરા—મા પોલિટિકલ એજન્ટનો મુકામ છે. અને ત્યા ગરાસીઆ કોલેજ છે.

પેથાપુર—ના છાયલ અને બન્દુક વખણાય છે.

મોહનપુર—મા અબરખની ખાણો છે.

## ૧૦ રેવાકાંઠા એજન્સિ.

આ એજન્સિ ગુજરાતની પૂર્વે છે. તેના કેટલાક સસ્થાનો નર્મદા (રેવા) નદીને કિનારે આવેલા છે, તેથી એ રેવાકાઠા એજન્સિના નામથી ઓળખાય છે. એમા પાચ મોટા રાજ્યો

આવેલા છે બાકીના બહુ નાના છે. પંચમહાલ જિલ્લાનો કલેકટર આ એજન્સિનો પોલીટિકલ એજન્ટ છે.

નદીઓ--મહી અને નર્મદા મુખ્ય છે.

રાજપીપળાનું રાજ્ય--આ એજન્સિમા મોટુ સંસ્થાન છે. તેની રાજધાની નાંદોદ છે. તે કર્જણુ નદી ઉપર આવેલુ છે.

છોટાઉદેપુરનું રાજ્ય—તેનું મુખ્ય શહેર છોટાઉદેપુર છે.

બારીઆ--તેનુ મુખ્ય શહેર બારીઆ છે.

લુણાવાળા--આ રાજ્યનો રાજા સોલકી રજપુત છે. તેનું મુખ્ય શહેર લુણાવાળા છે.

વાડાશિનોર--બાબી મુસલમાનનો તાલુકો છે, મુખ્ય શહેર વાડાશિનોર છે.

સુંથનું--રાજ્ય પરમાર જાતના રજપુતના તાબામા છે.

## ૧૧ સુરત એજન્સિ.

સુરત જિલ્લાની અગ્નિ ખુણામા આવેલા સચીન, ધરમપુર વાસદા અને ડાગ એ ચાર નાના રાજ્યની સુરત એજન્સિ બનેલી છે.

સુરત જિલ્લાનો કલેકટર આ રાજ્યનો પોલીટિકલ એજન્ટ છે. મુખ્ય પેદાશમા જુવાર, કઠોળ અને શેરડી થાય છે.

રાજ્યો--

સચીનનું રાજ્ય--મુસલમાની રાજ્ય છે. ત્યાના હાકેમને નવાબ કહે છે. તેની રાજધાની સચીન છે.

ડુમસ--દરીઆકિનારે હવાખાવાનું ઠેકાણું છે.

**ધરમપુર**—નું મુખ્ય શહેર ધરમપુર છે. ત્યાના રાજા સિસોદીઆ રજપુત છે. ત્યા હાઇસ્કુલ છે.

**વાંસદા**—નું રાજ્ય જંગલોથી ભરપુર છે પેદાશમા ઇમારતી લાકડા; મધ, મીણુ વગેરે છે. તેની રાજધાની વાંસદા છે. ત્યાના રાજા સોલંકી રજપુત છે.

**ઉનાઈ**—જાત્રાનું ઠેકાણુ છે અને ત્યા ઉનાઇ નામનો ઉના પાણીનો કુંડ છે.

**ડાંગ**—નું રાજ્ય જંગલોથી ભરપુર છે. ત્યા ભીલની વસ્તી છે.

## ખંભાત સંસ્થાન.

**ખંભાત**—એ મહી નદીની ઉત્તરે આવેલુ છે. એ નાનુ મુસલમાની રાજ્ય છે આ પ્રદેશની જમીનમા ઘણો ખાર છે. ખંભાત રાજધાનીનુ શહેર છે ખેડાજીલ્લાનો કલેકટર આ રાજ્યનો પોલીટિકલ એજન્ટ છે. અગાઉ તે ઘણું અગત્યનું બંદર હતું, પણ દરીઆ દૂર જવાથી વેપાર પડી ભાગ્યો છે અહિંની સુતરફેણી વખણાય છે.

## જવાર સંસ્થાન.

આ સસ્થાન થાણા જિલ્લામા આવેલુ છે. રાજા કોળી જાતનો છે. થાણાનો કલેકટર અહિંનો પોલીટિકલ એજન્ટ છે. તેમા ઘીચ ઝાડી અને ડુગરો આવેલા છે. પેદાશમા ડાગર અને કઠોળ છે.

## ગાયકવાડી રાજ્ય.

આ રાજ્ય ચાર વિભાગમા આવેલુ છે. તેના ત્રણુ ભાગ

ગુજરાતમા આવેલા છે અને એક ભાગ કાઠિયાવાડમા આવેલો છે. મુબઈ ઇલાકાના દેશી રાજ્યોમા આ રાજ્ય પહેલા નંબરનુ ગણાય છે. આ રાજ્ય વાઇસરોયના તાબામા છે. તેમના તરફથી વડોદરામા રેસીડન્ટ રહે છે.

**નદીઓ**--બનાસ, વિશ્વામિત્રી, સરસ્વતી, ઢાઢર, પૂર્ણા, નર્મદા અને અંબિકા મુખ્ય છે.

**બેટ**--શખોદ્ધાર દ્વારકા પાસે છે

**પ્રાંતો**--(૧) વડોદરા પ્રાંત, (૨) કડી પ્રાંત, (૩) નવસારી પ્રાંત (૪) અને અમરેલી પ્રાંત.

## (૧) વડોદરા પ્રાંત

આ પ્રાત ભરૂચ જિલ્લાની પૂર્વે છે. આ પ્રાતમા મરાઠા લોકો અને દક્ષિણી બ્રાહ્મણની વસ્તી વિશેષ છે.

**મુખ્ય શહેરો**--વડોદરા રાજધાનીનું શહેર છે ત્યા નજરબાગ, મોતીબાગ, ટાવર, કોલેજ વગેરે જોવાલાયક સ્થળો છે તથા ત્યા હુન્નર શીખવાનુ કળાભૂવન છે. ડભોઇ-એનો કિલ્લો જોવા જેવો છે. પાદરાની-ખાદી વખણાય છે. એ સિવાય પેટલાદ, સોજીત્રા, ચાણોદ અને કર્નાળી એ નાના ગામો છે.

## (૨) કડી પ્રાંત.

આ પ્રાત અમદાવાદ જિલ્લાની ઉત્તરે છે તે ચારે પ્રાતોમા મોટો પ્રાત છે. ત્યાની હવા સારી છે, તથા જમીન સપાટ છે.

**નદીઓ**—સરસ્વતી, બનાસ અને સાબરમતી છે.

**મુખ્ય શહેરો**—પાટણ-પ્રાચીન ઐતિહાસિક જગ્યા છે. ત્યાના પટોળા, સુડી અને માટીના વાસણો વખણાય છે. વડનગર

વડનગરા નાગરનું મુળ સ્થાન છે. સિદ્ધપુર સરસ્વતી નદી ઉપર જાત્રાનુ સ્થળ છે. મેસાણા-એ રેલવે જંકશન છે. કડી-ના બળદ વખણાય છે. બહુચરાજી-જાત્રાનું સ્થળ છે.

## ૩ અમરેલી પ્રાંત

આ પ્રાત કાઠિયાવાડમા જુદે જુદે ઠેકાણે વહેચાયલો છે.

**મુખ્ય શહેરો**—**અમરેલી**-એ રાજધાનીનું શહેર છે. અહીંઆ દેશી રંગાટ અને વણાટનું કામ સારૂ થાય છે **ધારીમાં** ગાયકવાડી લશ્કરી છાવણી છે. દ્વારકા-એ દરીઆ કિનારે જાત્રાનું ધામ છે. કોડીનાર અને દામનગર એ કસ્બા છે

## ૪ નવસારી પ્રાંત

આ પ્રાત સુરત જિલ્લાની પૂર્વે છે. આ રાજ્યમા પારસી લોકોની વસ્તી વધારે છે.

**મુખ્ય શહેરો**—**નવસારી** મુખ્ય શહેર છે. ત્યા પારસી-ઓની વસ્તી વધારે છે. આખા પ્રાંતમા અહિંની હવા સારી છે **બીલીમોરા** એ નાનુ બંદર છે. સોનગઢ-અહિ જુનો કિલ્લો છે. પહેલા રાજધાનીનું શહેર હતું. ગણદેવીનો ગોળ વખણાય છે.

## કચ્છ.

સિંધની દક્ષિણે અને કાઠિયાવાડની ઉત્તરે કચ્છ પ્રાત આવેલો છે. આ દેશી રાજ્ય છે ત્યાના લોકો વેપારમા સાહસિક છે, વેપાર અર્થે દૂર દેશ જાય છે. ત્યાના રહેવાશીઓ કચ્છી નામે ઓળખાય છે. ત્યાનો રાજા રાવના નામે ઓળખાય છે.

**સીમા**—ઉત્તરે અને પૂર્વે રેતીનું રણ છે. દક્ષિણે કચ્છનો અખાત અને પશ્ચિમે અરબી સમુદ્ર છે.

રણ—કચ્છનું રણ.

અખાત—કચ્છનો અખાત.

મુખ્ય શહેરો—ભૂજ રાજધાનીનું શહેર છે રાવખેગારજીના પાટવી કુવર ભોજરાજના નામ ઉપરથી ભોજનગર પડ્યુ છે. હાલમા તેને ભૂજ કહે છે. રાવશ્રીનો મહેલ તથા શરદ બાગ જોવા લાયક છે. માંડવી–દક્ષિણ કિનારે બંદર છે. અંજાર–એ જુનુ શહેર છે. કથકોટ–એ ઐતિહાસિક શહેર છે.

## મધ્ય વિભાગ

આ ભાગ મુંબઈની પૂર્વે આવેલો છે. એ ઉંચ પ્રદેશમા આવેલ હોવાથી તેની હવા સુકી છે. આ વિભાગની ઉત્તરે હોલ-કરનુ રાજ્ય અને મધ્યપ્રાતો છે. પૂર્વે નિઝામનું રાજ્ય છે. દક્ષિણે દક્ષિણ વિભાગ અને પશ્ચિમે સહ્યાદ્રી આવેલ છે. જમીન ફળદ્રુપ છે. જુવાર, ઘઉં, તેલબીઆ, બાજરી અને રૂની મુખ્ય પેદાશ છે.

પર્વતો—અજીન્ટાનો પહાડ ખાનદેશની દક્ષિણે છે. તેમા જુના વખતની બૌદ્ધ લોકોની ગુફા છે.

નદી—તાપી, ગોદાવરી, ભીમા અને કૃષ્ણા એ મોટી નદીઓ છે.

| વિભાગ... ... ... ... | મુખ્ય શહેર. |
|---|---|
| ૧ પશ્ચિમ ખાનદેશ જિલ્લો ... | ધુળીઆ. |
| ૨ પૂર્વ ખાનદેશ જિલ્લો ... | જળગામ. |
| ૩ નાશિક જિલ્લો ... ... | નાશિક. |
| ૪ પુના જિલ્લો ... ... | પુના |
| ૫ અહમદનગર જિલ્લો ... | અહમદનગર |

૬ સતારા જિલ્લો ... ... સતારા.
૭ સોલાપુર જિલ્લો ... ... સોલાપુર.

## ૧ પશ્ચિમ ખાનદેશ જિલ્લો.

અગાઉ ખાનદેશ જિલ્લો એકત્ર હતો પણ સરકારી વહીવટની સરળતા માટે તેના બે ભાગ કરવામા આવ્યા છે. ઉત્તરનો ભાગ ડુંગરાળ છે મુખ્ય પાક રૂ, બાજરી, ચણા અને તેલી બીઆનો છે.

મુખ્ય શહેરો—ધુળીઆ મુખ્ય શહેર છે. રૂ. તથા અળસીનો વેપાર સારો ચાલે છે. નંદુરબાર-આ ઈમારતી લાકડું ઘણું થાય છે.

## ૨ પૂર્વ ખાનદેશ જિલ્લો.

આ ભાગ ડુંગરાળ છે પણ જંગલો નથી. તાપ સખત પડે છે રૂનો પાક મુખ્ય છે. જુવાર બાજરી ઘઉં તથા કઠોળનો પાક સારો છે.

મુખ્ય શહેરો—જળગામ—આ જિલ્લાનુ મુખ્ય શહેર છે.

ભૂસાવળ—રેલવેનું જંકશન છે

## ૩ નાશિક જિલ્લો.

આ ભાગ ખાનદેશ જિલ્લાની દક્ષિણે છે. તેલીબીઆ, રૂ, શેરડી, દ્રાક્ષ તથા મેવાનો પાક સારો થાય છે

મુખ્ય શહેરો—નાશિક-મુખ્ય શહેર છે હિંદુઓનુ જાત્રાનું સ્થળ છે. દેવલાલી-હવા ખાવાનું મથક છે ત્રબક-જાત્રાનું સ્થળ છે. અહિંઆ ગોદાવરી નદીનુ મૂળ છે, તેથી દર બાર વર્ષે મોટી જાત્રા ભરાય છે. સિન્નરમાં શેરડી, પાન, કેળા અને ડાંગર થાય છે.

## ૪ અહમદનગર જિલ્લો

આ જિલ્લો નાશિક જિલ્લાની દક્ષિણે આવેલો છે. રૂ, બાજરી, શેરડી અને ચણાનો મુખ્ય પાક છે.

**મુખ્ય શહેરો**—**અહમદનગર**-મુખ્ય શહેર છે સીના નદી ઉપર આવેલુ છે. એ જાણીતુ ઐતિહાસિક જોવા લાયક શહેર છે.

## ૫ પુના જિલ્લો.

અહમદનગર જિલ્લાની દક્ષિણે આ જિલ્લો આવેલો છે ચોમાનામા મુબઈ ઇલાકાના ગવર્નર સાહેબ પુનામા રહે છે. ઘઉ, ચણા, શેરડી તથા મેવાનો સારો પાક થાય છે.

**મુખ્ય શહેરો**—**પુના** મુખ્ય શહેર છે પહેલા પેશ્વાના વખતમા રાજધાનીનુ શહેર હતું હવાખાવાનુ સ્થળ છે ચોમાસામા ગવર્નર સાહેબ ત્યા રહે છે. ત્યા ઘોડ દોડની શરત થાય છે

**લોણાવલા**—બોરઘાટ પર હવા ખાવાનું સ્થળ છે **ખડકી**-મા અંગ્રેજી લશ્કરી છાવણી છે.

## ૬ સતારા જિલ્લો.

પુના જિલ્લાની દક્ષિણે આ જિલ્લો આવેલો છે. એમા મહાબળેશ્વરનો ડુગર આવેલ છે. અહી વરસાદ ઘણો પડે છે. બટાટા તથા તમાકુનો પાક મુખ્ય છે.

**મુખ્ય શહેરો**—**સતારા**-મુખ્ય શહેર છે અગાઉ મરાઠા રાજાની રાજધાનીનુ શહેર હતું આ શહેરને સત્તર દુર્ગ કે દરવાજા હતા તે પરથી તેનું નામ સતારા પડયુ છે

**કોરેગામ**—નાનું રેલવે સ્ટેશન છે. **મહાબળેશ્વર** હવાખવાનુ સ્થળ છે.

## ૭ સોલાપુર જિલ્લો.

આ જિલ્લો સતારા જિલ્લાની પૂર્વ દિશાએ આવેલો છે. આ જિલ્લાની હવા સારી છે. ઉનાળામા અહી તાપ સખત પડે છે.

જુવાર, બાજરી, રૂ અને તેલીબીઆનો મુખ્ય પાક છે

**મુખ્ય શહેરો**—**શોલાપુર**-મુખ્ય શહેર અને ઐતિહાસિક મથક છે, અહી કાપડ વણવાની મીલો છે. તથા હાથનો વણાટ ઘણો સારો થાય છે. **બારસી**-મોટુ વેપારી ગામ છે. ત્યા કપાસ અને તેલબીઆનો મુખ્ય વેપાર છે. **પંઢરપુર**-ભીમા નદીને કાઠે વિઠ્ઠલ-નાથજીની મોટી જાત્રાનુ સ્થળ છે. ત્યા કકુ તથા અગરબતી સારા બને છે.

---

# દેશી રાજ્યો.

## સતારા જાગીર.

આ જાગીરમા ભોર, ઔંધ, ફલટણ અને અક્કલકોટના નાના દેશી રાજ્યો છે.

**ભોર**—એ સસ્થાન પુના જિલ્લાની દક્ષિણે છે. તે એક જાગીરદારનુ છે.

**ઔંધ**—આ સસ્થાન શોલાપુર અને સતારા જિલ્લાઓની વચ્ચે છે અહી સતારાનો કલેકટર દેખરેખ રાખે છે.

**ફલટણ**—એ સતારા જિલ્લાની ઉત્તરે મરાઠા સરદારનુ છે આ સસ્થાનપર સતારાનો કલેકટર દેખરેખ રાખે છે.

**મહેવાસી પરગણાં**—આ પ્રદેશ પશ્ચિમ ખાનદેશ જિલ્લાની વાયવ્યમા નર્મદા અને તાપી નદીઓની વચ્ચે આવેલો છે.

**અક્કલકોટ સંસ્થાન**—ત્યાનો રાજા ભોસલે કુટુબનો છે. આ સંસ્થાન સોલાપુર જિલ્લાની અગ્નિ ખુણામા છે. જુવાર ને શેરડી મુખ્ય પાક છે.

સુરગાણાનો મુલક—નાશિક જિલ્લાની પશ્ચિમે આવેલો છે. ત્યા હિંદુ રાજા રાજ્ય કરે છે, તેના ઉપર નાશિક જિલ્લાનો કલેક્ટર દેખરેખ રાખે છે. ડાંગર, મધ, લાખ અને ઇમારતી લાકડાનો મુખ્ય પાક છે.

---

## દક્ષિણ વિભાગ.

સહ્યાદ્રી અને અરબી સમુદ્ર વચ્ચેના બે જિલ્લા મળી આ દક્ષિણ વિભાગ થએલો છે. આ વિભાગમા કાનડી ભાષા બોલાય છે. રત્નાગીરી અને કાનડા જિલ્લામા દેશી ખ્રિસ્તીઓની સખ્યા મોટી છે, ધારવાડ જિલ્લાના ડુગરોમાથી સોનુ, રૂપુ, તાબુ વગેરે કાચી ધાતુ નીકળે છે.

**નદી**—ભીમા, કૃષ્ણા અને તુગભદ્રા.

**પહાડ**—સહ્યાદ્રી ઉત્તરે તથા દક્ષિણે છે.

**રાજકીય વિભાગો**—આ વિભાગના છ જિલ્લા કરવામા આવેલા છે. આ વિભાગનો કમિશનર બેલગામમા રહે છે.

| | | | |
|---|---|---|---|
| ૧ બિજાપુર | જિલ્લો | મુખ્ય શહેર | બિજાપુર |
| ૨ બેલગામ | ” | ” | બેલગામ |
| ૩ રત્નાગિરિ | ” | ” | રત્નાગિરિ |
| ૪ ધારવાડ | ” | ” | ધારવાડ |
| ૫ કાનડા | ” | ” | કારવાડ |
| ૬ કોલાબા | ” | ” | અલીબાગ. |

---

## બિજાપુર જિલ્લો.

આ ભાગ સોલાપુર જિલ્લાની દક્ષિણે છે. તે વસ્તીમા ભરૂચ જિલ્લા કરતા બમણો છે. અહીંની હવા સારી છે. જુવાર, બાજરી, ઘઉં, કપાસ અને તલનો મુખ્ય પાક છે. જમીનમાથી સ્લેટના પત્થર નીકળે છે.

**મુખ્ય શહેરો**—બિજાપુર-મુખ્ય શહેર છે. ત્યા મુસલમાની ગજ્ય છે મુલતાન મહમદનો રોજો જોવા લાયક છે. તાલિકોટ જુનુ ઐતિહાસિક શહેર છે

## બેલગામ જિલ્લો

આ જિલ્લો બિજાપુર જિલ્લાની પૂર્વે છે. તેની વચ્ચમા કૃષ્ણા નદી વહે છે. જમીન સપાટ હોવાથી ખેતીની પેદાશ સારી છે કપાસ, ઘઉં, જુવાર, શેરડી અને શણનો મુખ્ય પાક છે.

**મુખ્ય શહેરો**—બેલગામ—આ જિલ્લાનુ મુખ્ય શહેર છે એમા લશ્કરી છાવણી છે કમિશનરનો મુકામ આ ગામમા છે. અહીં વાસ પુષ્કળ થાય છે ગોકાક—પાસે ઘટપ્રભા નદીનો ધોધ જોવા લાયક છે. તેમજ અહિ રમકડા સારા બને છે.

## રત્નાગિરિ જિલ્લો

આ ભાગ કાનડાની ઉત્તરે દરીઆ કિનારે આવેલો છે એ ડુંગરાળ ભાગ છે અહિ વરસાદ બહુ પડે છે આ ભાગમા કેટલીક જગ્યાએ ઉના પાણીના ઝરણ છે ડાગર, સોપારી અને નાળિએરનો મુખ્ય પાક છે.

**મુખ્ય શહેરો**—રત્નાગિરિ-આ જિલ્લાનુ મુખ્ય શહેર છે. દરીઆ કિનારે આવેલુ છે. માલવણ-એ નાનું બદર છે. તે ચાચી આઓનુ આશ્રમ સ્થાન હતું. વેંગુર્લા-અહિ કાજુ પુષ્કળ થાય છે. દાપોલી—ખેડ-અને સંગમેશ્વરમાં ઉનાપાણીના ઝરા છે.

## ધારવાડ જિલ્લો.

આ જિલ્લો બિજાપુર જિલ્લાની દક્ષિણે છે. અહીની જમીન કાળી અને સપાટ છે, તેથી કપાસ વધારે થાય છે આ બાજુની જમીનમાથી સાનુ, રૂપુ અને તાબુ વગેરે કાચી ધાતુ નીકળે છે

**મુખ્ય શહેરો**—ધારવાડ-જિલ્લાનુ મુખ્ય શહેર છે. અહીં કપાસનો વેપાર સારો ચાલે છે **હુબલી**-રૂના વેપારનુ સ્થળ છે

## કાનડા જિલ્લો.

આ જિલ્લો ધારવાડ જિલ્લાની પશ્ચિમે છે. આજિલ્લામા **સહ્યાંદ્રી** પર્વત વચ્ચો વચ્ચ આવેલો છે. એના દરીઆ કિનારા પર પુષ્કળ વરસાદ પડે છે નાળિએર, સોપારી, એલચી અને શેરડી વગેરે પુષ્કળ થાય છે આ જિલ્લો પ્રથમ મદ્રાસ ઇલાકામાં હતો, પણ હાલમા મુબઇ સરકારને સ્વાધીન છે.

**મુખ્ય શહેરો**—કારવાડ-મુખ્ય શહેર છે, અને મોટુ બંદર છે. **હોનાવર**—બીજુ નાનુ બદર છે. આ જગ્યાએથી ગેર સપ્પાનો ધોધ જોવા જવાય છે **ગોકર્ણ**-જાત્રાનું સ્થળ છે.

## કોલાબા જિલ્લો,

આ જિલ્લો રત્નગિરિની ઉત્તરે દરીઆ પર આવેલો છે. તે વિસ્તારમા થાણા જિલ્લા કરતા પણ અડધો છે પણ વસ્તીમા તેના કરતા વધારે છે. ત્યા વરસાદ ઘણો પડે છે ડાંગરનો પાક મુખ્ય છે.

**મુખ્ય શહેરો**—અલીબાગ-આજિલ્લાનું મુખ્ય શહેર અને બદર છે ત્યા કાથો વણવાના કારખાના છે. **માથેરાન**-એ સહ્યાદ્રી પર્વત પર ઉચુ શિખર છે, હવાખાવાનુ ઠેકાણુ છે. **મહાડ**-ત્યા બુદ્ધ લોકોની ગુફા છે. ઉરણ—ત્યા દારૂ ગાળવાની ભઠ્ઠીઓ છે.

# દેશી રાજ્યો.

## કોલ્હાપુરનું રાજ્ય

આ દેશી રાજ્ય રત્નાગિરિ અને બેલગામ જિલ્લાની વચ્ચે આવેલુ છે. આ વિભાગમા તે મોટુ દેશી રાજ્ય છે. પશ્ચિમમા જગલો આવેલા છે. તેમા ઇમારતી લાકડા થાય છે મુખ્ય પેદાશમા જુવાર, ડાગર, શેરડી, અને તમાકુ છે આ મરાઠી રાજ્ય છે.

મુખ્ય શહેર—કોલ્હાપુર રાજધાનીનુ શહેર છે. અગ્રેજ સરકાર તરફથી અહીં પોલિટિકલ એજન્ટ રહે છે.

## દક્ષિણ મરાઠા-જાગીર

આ જાગીરમા ઘણા વિભાગો છે. તે અગાઉ પેશ્વા સરકારને તાબે હતા હાલમા અંગ્રેજ સરકારને તાબે છે નીચે જણાવેલી જાગીરો દક્ષિણ મરાઠા જાગીર નામે ઓળખાય છે.

જાગીરો—સાંગલી, કુરૂદવાડ મોટી શાખા અને **નાની શાખા મીરજ મોટી શાખા અને નાની શાખા, જમખ ડી,** મુધોળ અને રામદુર્ગ છે. **મીરજમાં** સારગી, તબુરા વગેરે વાજીત્રો સારા બને છે

## જંજીરા સંસ્થાન.

આ સસ્થાન કોલાબા જિલ્લાની પશ્ચિમે છે. દરિઆ કિનારે આવેલુ છે અહિ સિધીઓની વસ્તી છે મુખ્ય પેદાશમા નાળિએર, અને સોપારી છે કાઠિયાવાડમા જાફરાબાદ તાલુકો આ રાજ્યના સિધી વશનો છે.

**મુખ્ય શહેર**—જંજીરા રાજધાનીનું શહેર છે કોલાબા જિલ્લાનો કલેટર અહિં દેખરેખ રાખે છે.

## જત અને ડફળાપુર.

આ બે જાગીર બેલગામની ઉત્તરે છે. ત્યાના જાગીરદાર મગઠા સરદાર છે. આ ભાગમા લોહુ અને સુરેખાર નીકળે છે. તેમા બાજરી, જુવાર, ઘઉં તથા ચણાનો મુખ્ય પાક છે બીજાપુરનો કલેકટર આ જાગીરો પર દેખરેખ રાખે છે.

## સાવનુર.

આ નાનુ મુસલમાની રાજ્ય ધારવાડ જિલ્લામા આવેલુ છે તેની પેદાશ ડાગર, જુવાર અને ઘઉં છે. ધારવાડ જિલ્લાનો કલેકટર અહિ દેખરેખ રાખે છે

## સાવંતવાડી સંસ્થાન.

આ સસ્થાન રત્નાગિરિ જિલ્લાની દક્ષિણે આવેલુ છે. આ ગજ્ય મરાઠા સરદારના તાબામા છે ત્યા પોલિટિકલ એજન્ટ રહે છે. પેદાશમા નાળિએર, સોપારી, કાજુ, લીંબુ, કેળા, કેરી અને કોકમ મુખ્ય છે.

**મુખ્ય શહેર**—સાવતવાડી-ગજધાનીનુ શહેર છે.

## ફીરંગીનું સ્વતંત્ર સંસ્થાન.

ઠાનડા અને રત્નાગિરિ જિલ્લાઓની વચ્ચે ફરગી સસ્થાન આવેલુ છે આ સ્વતત્ર રાજ્ય છે.

**મુખ્ય શહેરો**—ગોવા-આ સસ્થાનનુ મુખ્ય શહેર છે. ત્યા આ સંસ્થાનનો ગવર્નર રહે છે આ સસ્થાનના બીજા ગામો દીવ—કાઠિયાવાડની દક્ષિણે છે અને દમણ સુરત જિલ્લામા છે

# હિંદુસ્તાન.

**સીમા**—ઉત્તરે હિમાલય, કારાકોરમ અને હિંદુકુશ પર્વતો છે. પૂર્વે હિંદીચીન અને બંગાળાનો ઉપસાગર છે, દક્ષિણે-હિંદી મહાસાગર, અને પશ્ચિમે અરબી સમુદ્ર, બલુચીસ્તાન અને અફઘાનીસ્તાન છે.

**હવા**—લગભગ અર્ધો ભરતખંડ ઉષ્ણ કટિબંધમાં આવેલો છે. તેથી ઉંચા પ્રદેશો સિવાયના તમામ ભાગમાં હવા ગરમ છે મુખ્ય ત્રણ ઋતુઓ છે શિયાળો, ઉનાળો અને ચોમાસું સૌથી વધારે ગરમી કોરોમંડળ કિનારે તથા પશ્ચિમ તરફના અરણ્યમાં પડે છે ઉત્તર ગુજરાત, સિંધ અને રજપુતાનામાં ટાઢ અને તાપ વધારે પડે છે, દક્ષિણ ગુજરાત તરફ ટાઢ અને તાપ માફકસર છે ઉત્તર હિંદમાં ઉનાળામાં ગરમ પવન વાય છે.

**વરસાદ**—સૌથી વધારે વરસાદ બ્રહ્મપુત્રા, હિમાલયના દક્ષિણ ઢોળાણ તથા દક્ષિણના પશ્ચિમ કિનારા તરફ પડે છે. અરવલ્લીની ટેકરીઓની પશ્ચિમે ઘણો થોડો વરસાદ પડે છે. સૌથી વધારે વરસાદ આસામના ખાસીઆ ટેકરામાં પડે છે

**ખનિજ પદાર્થો**—હિંદુસ્તાનમાં ઘણે ઠેકાણે લોખંડ પુષ્કળ મળી આવે છે કોલસો બંગાળા તથા મધ્ય હિંદમાં જથ્થાબંધ જડે છે સોનું મ્હૈસુરમાંથી નીકળે છે. પેટ્રોલીયમ બ્રહ્મદેશમાં થાય છે. મીઠાની પેદાશ પંજાબમાં સારી થાય છે. હીરા-ગોવળકુંડામાંથી મળી આવતા હતા માણેક બ્રહ્મદેશના પ્રદેશમાંથી મળી આવે છે. અબરખ છોટા નાગપુર અને બહારમાં થાય છે મેંગેનીસ-મદ્રાસ ઇલાકાના અને ગુજરાતના ભાગમાં થાય છે.

**જાનવર**—ભેસ, કુતરા, ગાય, વાદરા, બેટા, ઘોડા, અને ઉટ આ જાનવરો દરેક ગામ અને શહેરમા જોવામા આવે છે

વાઘ, રીંછ, દીપડા, વરૂ, હુક્કર, હરણો, શિયાળ, હાથી સસલા વગેરે જાનવરો જગલોમા મળી આવે છે આસામ અને બ્રહ્મદેશમા ગેડા જથ્થાબંધ મળી આવે છે જાત જાતના સાપ તથા અજગરો જગલમા જોવામા આવે છે. રેશમના કીડા બંગાળામા ઉછેરવામા આવે છે.

**ભાષા**—હિદુસ્તાનમા એકદરે ૧૪૮ ભાષાઓ બોલાય છે. તેમા હિદી, બગાળી, હિદુસ્તાની, તામિલ, દ્રાવીડી, ગુજરાતી, સિંધી, બર્મિઝ, પજાબી અને કચ્છી મુખ્ય છે હાલમા અંગ્રેજી ભાષા આખા હિદુસ્તાનમા બોલાય છે

**લોકો**—હિદુસ્તાનમા ઘણી જાતના લોકો છે મુખ્ય જાતમા, હિદુ, મુસલમાન, પારસી, બર્મિઝ, ખ્રિસ્તિ, યુરેઝીઅન અને યાહુદીઓ વગેરે છે. હિંદુઓમા–રજપુત, કોળી, ભીલ, કાઠી, મેર કણબી વગેરે જાતોનો સમાવેશ થાય છે

**ધર્મો**—હિદુ ધર્મ, મુસલમાની ધર્મ, જૈન ધર્મ, બૌદ્ધ ધર્મ અને જરથોસ્તી ધર્મ મુખ્ય છે. ખ્રિસ્તિ ધર્મના મિશનરીઓ ઘણે ઠેકાણે પોતાના ધર્મનો બોધ આપે છે, હિદની વસ્તીનો મોટો ભાગ હિદુ ધર્મ માનનારો છે.

**વનસ્પતિ**—સાગના ઝાડ દક્ષિણમા તથા બ્રહ્મદેશમા થાય છે ચોખા સૌથી વધારે બંગાળામા થાય છે. ઘઉં, ગુજરાત, પજાબ, અયોધ્યા અને મધ્ય પ્રાતમા ઘણા પાકે છે. સિકોના ( જેની છાલમાથી ક્વિનાઇન બને છે ) તે નીલગીરી અને દાર્જીલીંગમા

થાય છે બાજરી તથા જુવાર મધ્ય પ્રાતમા જથ્થાબધ થાય છે. કપાસ કઠિયાવાડ, ગુજરાત, વરાડ, પજાબ, મધ્ય પ્રાત, દખ્ખણ તથા બગાળામા થાય છે. શેરડી, પીપળો, આમલી, વાસ, જુવાર તથા બાજરી લગભગ આખા હિદમા મળી આવે છે તમાકુ મદ્રાસ ગુજરાત અને બંગાળામા થાય છે મરી મલબાર કિનારે થાય છે. ચા--આસામ, નિલગીરી તથા સિહલદ્વીપમા થાય છે

**વ્યાપાર**—હિદુસ્તાનના લોકોનો ઘણો ભાગ ખેતી કરે છે રૂ, ચોખા, જયૂટ, તેલના બીઆ, ઘઉં, ચામડા, હાથીદાત, અફીણ ચા, ગળી, કોફી, ટિન અને લાકડુ મુખ્ય નિકાશની વસ્તુઓ છે. સુતરાઉ, રેશમી તથા ગરમ કાપડ, સાચાકામ, લોખડના ઓજારો, ખાડ, દારૂ, તેલ, કોયલો અને ઘડિયાળ મુખ્ય આયાતની વસ્તુઓ છે

**કેળવણી**—સરકારે કેળવણી આપવા માટે પ્રાથમિક શાળાઓ, મીડલ સ્કુલો, હાઇસ્કુલ, કોલેજો વગેરે સ્થાપી છે મુબઇ, મદ્રાસ, કલકત્તા, લાહોર અને અલહાબાદમા યુનિવર્સીટીઓ સ્થાપેલી છે. આ સિવાય પટણા, બનારસ, અલીગઢ, દિલ્હી, રગુન, અને હૈદ્રાબાદમા યુનિવર્સીટીઓ છે હુન્નરકળાનું, ડાકટરી, ખેતીવાડીનું અને કાયદાનુ જ્ઞાન આપવા જુદી જુદી કોલેજો સ્થાપી છે. સ્ત્રી કેળવણી આપવા માટે દરેક શહેરમા કન્યાશાળા સ્થાપી છે

**રાજ્ય વહીવટ**—હિદુસ્તાનનુ રાજ્ય ગ્રેટ બ્રિટનના રાજાને તાબે છે તે રાજા હિદુસ્તાનના **શાહેનશાહ** કહેવાય છે. તેમના તરફથી હિદુસ્તાનનો વહીવટ કરવાને **વાઇસરૉય** રહે છે તેને રાજ-કારભારમા મદદ કરવાને એક **એગ્ઝીક્યુટિવ કાઉન્સીલ** છે. તે આઠ સભાસદોની બનેલી છે. તેમા ત્રણ હિદીઓ હોય છે. કાયદા

બાધવાના કામમા મદદ કરવાને કાઉન્સીલ ઑાફ સ્ટેટ અને લેજી-સ્લેટિવ એસેમ્બલી છે. કાઉન્સીલ ઓફ સ્ટેટમા કુલ ૬૦ સભાસદો છે. તેમા ૨૭ સભાસદો સરકારે નીમેલા છે અને ૩૩ સભાસદો પ્રજાએ જુદા જુદા ઇલાકામાથી ચુટી કાઢેલા છે. લેજીસ્લેટિવ એસેમ્બલીમા કુલ ૧૪૪ સભાસદો છે; તેમા ૧૦૧ સભાસદો ચુટાએલા છે અને ૪૧ સભાસદો સરકારે નીમેલા છે. મુખ્ય ઇલાકો, મદ્રાસ, બંગાળા, પંજાબ, સયુક્ત પ્રાતો, બિહાર અને ઓરિસ્સાના પ્રાતો અને મધ્ય પ્રાતના હાકેમને ગવર્નર કહે છે. બ્રહ્મદેશના હાકેમને લેફ્ટેનન્ટ ગવર્નર કહે છે. બ્રીટીશ બલુચીસ્તાન, અજમેર મ્હેરવાળા, કુર્ગ, આદામાન અને નીકોબાર અને વાયવ્ય સરહદ પ્રાતના હાકેમોને ચીફ કમિશનર કહે છે

હૈદ્રાબાદ, વડોદરા, મ્હેસુર, ને કાશ્મીર એ મોટા દેશી રાજ્યો છે ત્યાના રાજાઓની ઉપર જે અમલદાર દેખરેખ રાખે છે તથા તેમને સલાહ આપે છે, તેને રેસિડેન્ટ કહે છે દેશીરાજ્યોની એજન્સિઓમા એજન્ટ ટુ ધી ગવર્નર દેખરેખ રાખે છે. તેના હાથ નીચે પોલિટિકલ એજન્ટ હોય છે.

નેપાળ અને ભૂતાન એ બે સ્વતંત્ર રાજ્યો છે. ત્યા તથા ફ્રેન્ચ અને પોર્ટુગીઝના સસ્થાનોમા વાઇસરોય તરફથી એકેક એજન્ટ રહે છે તે તેમના રાજ્ય કારભારમા હાથ ઘાલતા નથી પણ માત્ર મિત્ર તરીકે રહે છે.

ઉપજ—ઉપજનો મુખ્ય ભાગ સરકારી જમીનના મહેસુલમાથી તથા સરકારી રેલવેની આવકમાથી આવે છે. મીઠું, અફીણ, નહેરો, જગાત, પોસ્ટ ઓફીસ ખાતુ, ટેલિગ્રાફ ખાતુ વગેરે બીજા ખાતામાથી આવક થાય છે.

**ખરચ**—ઉપજનો લગભગ ત્રીજો ભાગ લશ્કરી ખરચમા ચોથો ભાગ રેલવે ખરચમા, બાકીનો ભાગ સરકારી અમલદારોના પગારમા, પબ્લિક વર્કસમા, પોસ્ટ આફીસ, ઇરિગેશન વગેરેમા જાય છે.

**અખાત**—કચ્છનો અખાત } હિંદુસ્તાનની પશ્ચિમે છે.
**ખંભાતનો** અખાત }

**મનારનો** અખાત—મદ્રાસ ઇલાકા અને સિલોન વચ્ચે છે

**માર્ટાબાનનો** અખાત—બ્રહ્મદેશની દક્ષિણે છે.

**બેટ**—લક્ષદ્વીપ અને **માલદ્વીપ**-હિંદી મહાસાગરમા છે

**આંદામાન** અને **નિકોબાર**-બગાળાના ઉપસાગરમા છે.

**સીલોન** (લંકા)-હિંદુસ્તાનની દક્ષિણે છે.

**રામેશ્વર**--હિંદુસ્તાન અને સિલોનની વચ્ચે છે

**મેર્ગુઇદ્વીપો**--તેનાસરીમ અને અંદામાન વચ્ચે છે

**ભૂશિર**—**મોન્ઝ**--સિંધની પશ્ચિમે કરાચી પાસે છે

**કેમોરિન**--હિંદુસ્તાનની દક્ષિણે છે

**પાલમાયરા**--ઓરિસ્સાના કિનારા પર આવેલી છે.

**કલેમિયર**—કાવેરી નદીના મુખ્ય આગળ છે.

**નિગ્રેસ**--બ્રહ્મદેશની દક્ષિણે છે

**કિનારા**--**કોરોમંડળ** કિનારો-હિંદુસ્તાનના પૂર્વ કિનારાનો દક્ષિણ ભાગ છે.

**મલબાર** કિનારો—એ પશ્ચિમ કિનારાનો દક્ષિણ ભાગ છે.

**ઓરીસ્સાનો** કિનારો--ગોદાવરી અને હુગલી નદીઓના મુખ્ય વચ્ચે છે.

ગોવળકુંડા કિનારો--કોમોરિન ભૂશિરથી કૃષ્ણા નદીના મુખ સુધી છે.

બ્રહ્મદેશ કિનારો--બ્રહ્મદેશની દક્ષિણે છે.

કોકણ કિનારો--મુબઇથી કોમોરિન ભૂશિર સુધી છે

સમુદ્ર—અરબી સમુદ્ર--હિંદુસ્તાનની પશ્ચિમે છે.

હિંદી મહાસાગર—હિંદુસ્તાનની દક્ષિણે છે.

નદી—સિંધુ—હિમાલય પર્વતમાથી નીકળી અરબી સમુદ્રને મળે છે જેલમ, બિઆસ, રાવી, ચીનાબ અને સતલજ એ સિંધુની મોટી શાખાઓ છે.

બગાળાના ઉપસાગરમાં પડતી નદીઓ

બ્રહ્મપુત્રા—હિમાલય પર્વતમાથી નીકળે છે.

ગંગા—હિમાલયના દક્ષિણ ઢાળે આવેલા ગગોત્રીના શીખરમાથી નીકળે છે. ગોગ્રા, ગોમતી ને ગડકી એની મોટી શાખાઓ છે.

જમના—હિમાલયના જન્મોત્રીના શીખરમાથી નીકળી અલહાબાદ આગળ ગગાને મળે છે, ચબલ અને બટવા એ જમના નદીઓની શાખાઓ છે

મહાનદી—પૂર્વ ઘાટ તરફના ડુગરમાથી નીકળે છે.

ગોદાવરી—સહ્યાદ્રિ પર્વતમાથી નીકળે છે. વેનગગા, પેનગગા, અને વર્ધા એની શાખાઓ છે.

કૃષ્ણા—સહ્યાદ્રિ પર્વતમાથી નીકળે છે. તુંગભદ્રા એની મોટી શાખા છે

કાવેરી—પશ્ચિમ ઘાટમાથી નીકળી મ્હૈસુરમા વહી બગાળાના ઉપસાગરમા પડે છે.

## અરબી સમુદ્રમાં પડતી નદીઓ.

નર્મદા—વિંધ્યાચળ પર્વતમાંથી નીકળે છે.

તાપી—સાતપુડા પર્વતમાંથી નીકળે છે.

મહી—માળવાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે.

## બ્રહ્મદેશની નદીઓ.

ઈરાવદી—પતકોઇ પર્વતમાંથી નીકળી માર્ટાબાનના અખાતમાં પડે છે

સીતાંગ— } માર્ટાબાનના અખાતમાં પડે છે.
સાલવીન— }

પર્વતો—હિમાલય-હિંદુસ્તાનના આખા ઉત્તર પ્રદેશમાં આ પર્વત આવ્યો છે, એનું સૌથી ઉંચું શિખર એવરેસ્ટ છે એ ૨૯૦૦૨ ફુટ ઉંચું છે. ધવલગીરી કાંચનગંગા અને કૈલાસ બીજા શિખરો છે

કારાકોરમ—કાશ્મીરના સીમાડા ઉપર આવેલ છે.

હિંદુકુશ—અફઘાનીસ્તાનના સીમાડા ઉપર છે.

શિવાલિક—ગંગા અને બિઆસ નદી વચ્ચે છે.

સુલેમાન—હિંદુસ્તાનને અફઘાનિસ્તાનથી જુદો પાડે છે.

હાલા—બલુચિસ્તાનને સિંધથી જુદો પાડે છે.

અરવલ્લી—ડુંગરની હાર રજપુતાનામાં આવી છે. તેનું મુખ્ય શિખર આબુ છે.

વિંધ્યાચળ—મધ્યહિંદુસ્તાનમાં આવેલો છે

સાતપુડા—નર્મદા અને તાપી નદીઓની વચ્ચે આવેલો છે.

પશ્ચિમઘાટ—દક્ષિણ હિંદુસ્તાનની પશ્ચિમ કિનારે આવેલો છે. એ સહ્યાદ્રીના નામથી ઓળખાય છે મહાબળેશ્વર એનું ઉંચું શિખર છે.

પૂર્વઘાટ—દક્ષિણ હિંદુસ્તાનની પૂર્વ કિનારે આવેલો છે.

નિલગીરી—મ્હેસુરની દક્ષિણે આવેલો છે.

પતકોઇ—બ્રહ્મદેશની પશ્ચિમ સરહદપર આવેલો છે.

દ્વીપકલ્પ--કાઠિયાવાડ.

ઉપસાગર—બંગાળાનો ઉપસાગર.

સામુદ્રધુની—પાકની સામુદ્રધુની, સિલોનને હિંદુસ્તાનથી જુદો પાડે છે.

સરોવર—ચીલકા—ઓરિસ્સા કિનારે આવેલું છે.

કોલર—ગોદાવરી તથા કૃષ્ણા નદીની વચ્ચે છે.

પુલીકટ—કોરોમંડળ કિનારે છે.

વુલર—કાશ્મીરમાં છે.

સાંભર—ખારા પાણીનું મોટું સરોવર છે. રજપુતાનામાં આવેલું છે,

મુખ્ય બંદરો—મુંબઇ, કલકત્તા, રંગુન, મદ્રાસ, કરાચી અને ચિત્તેગામ એ મોટા બંદરો છે. આ સિવાય મેંગલુર, કોચીન પોરબંદર, કાલીકટ, કાનાનુર, તુતીકોરીન, નિગાપટણ, મચ્છલી-પટણ અને વિજાગાપટણ એ નાનાં બંદરો છે.

હવાખાવાના ઠેકાણા—સીમલા. મરી, દાર્જીલીંગ, આબુ મહાબળેશ્વર, નીલગીરી અને ઉત્તાકામંડ છે.

જાત્રાના ઠેકાણા—બનારસ, મથુરા, વૃંદાવન, હરદ્વાર, બદરીનાથ, કેદારનાથ, શ્રીરંગમ, જગન્નાથપુરી, પારસનાથ અમૃતસર ( શીખ લોકોનું ) અને આબુ મુખ્ય છે.

## નદી ઉપરના મોટા શહેરો.

| | | |
|---|---|---|
| સિંધુ | ઉપર | પેશાવર, હૈદ્રાબાદ ને કરાચી. |
| જેલમ | ,, | કાશ્મીર |
| ચીનાબ | ,, | મુલતાન |
| રાવી | ,, | લાહોર |
| બ્રહ્મપુત્રા | ,, | જમાલપુરને વિશ્વનાથ |
| ગંગા | ,, | કાશી, અલહાબાદ, કાનપુર |
| ગોદાવરી | ,, | નાશક અને ઔરંગાબાદ |
| જમના | ,, | મથુરા, આગ્રા ને દિલ્હી. |
| ગોગ્રા | ,, | અયોધ્યા |
| મહા | ,, | કટક |
| ગોમતી | ,, | લખના |
| નર્મદા | ,, | જબલપોર ને ભરૂચ |
| કૃષ્ણા | ,, | મચ્છલીપટણ |
| કાવેરી | ,, | શ્રીરંગપટણ ને ત્રીચીનોપલ્લી |
| તાપી | ,, | સુરત |
| સાબરમતી | ,, | અમદાવાદ |

## રાજકીય વિભાગો.

| વિભાગ | મુખ્ય શહેર | રાજ્યકર્ત્તા. |
|---|---|---|
| ૧ મુંબઈ ઈલાકો | મુંબઈ | ગવર્નર. |
| ૨ મદ્રાસ ઇલાકો | મદ્રાસ | ,, |
| ૩ બંગાળા ઈલાકો | કલકત્તા | ,, |
| ૪ આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો | અલહાબાદ | ,, |

| | | |
|---|---|---|
| ૫ પંજાબ | લાહોર | ગવર્નર |
| ૬ બહાર છોટાનાગપુર, ને ઓરિસ્સાના સંયુકત પ્રાંતો. | મોંગીર | ,, |
| ૭ મધ્યપ્રાંત અને વરાડ | નાગપુર | ,, |
| ૮ આસામ પ્રાંત | ગોહત્તી | ,, |
| ૯ બ્રહ્મદેશ | રંગુન | લેફટેન્ટ ગવર્નર |
| ૧૦ વાયવ્યસરહદનોપ્રાંત | પેશાવર | ચીફ કમિશનર |
| ૧૧ બ્રીટીશબલુચીસ્તાન | કવેટા | ,, |
| ૧૨ અજમેર મ્હેરવાડા | અજમેર | ,, |
| ૧૩ કુર્ગ | મર્કારા | ,, |
| ૧૪ અંદામાન, નિકોબાર | પોર્ટબ્લેર | ,, |

અંગ્રેજ તાબાના મોટા દેશી રાજ્યો

| | | |
|---|---|---|
| (૧) મધ્યહિંદ એજન્સિ.... | ગ્વાલીયર... | એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ |
| (૨) રજપુતાના એજન્સિ... | જોધપુર... | ,, |
| (૩) કાશ્મીર ... ... | શ્રીનગર... | રેસિડન્ટ |
| (૪) હૈદ્રાબાદ ... ... | હૈદ્રાબાદ | ,, |
| (૫) મ્હૈસુર ... ... | મ્હૈસુર | ,, |
| (૬) વડોદરા ... ... | વડોદરા... | ,, |

સ્વતંત્ર રાજ્યો.

| | | |
|---|---|---|
| (૧) નેપાળ...... | ખટમંડુ...... | રેસિડન્ટ |
| (૨) ભૂતાન...... | પુનાખા.. ... | ,, |

## પરદેશી રાજ્યો.

| | | |
|---|---|---|
| (૧) ફ્રેન્ચ સંસ્થાનો ... | પોંડીચરી | ગવર્નર |
| (૨) પોર્ટુગીઝ સંસ્થાન | ગોવા | ,, |

પરદેશી રાજ્યોમા તે રાજ્યના ગવર્નર રહે છે.

---

## મદ્રાસ ઇલાકો.

આ ઇલાકો હિંદુસ્તાનના દક્ષિણ ભાગમા છે. અંગ્રેજ સરકારના તાબાનો જુનામા જુનો પ્રાત મદ્રાસ ઇલાકો છે. મદ્રાસમા ફોર્ટ સન્ટ જ્યોર્જ સૌથી પહેલો અંગ્રેજોના હાથમા આવ્યો જેમ અંગ્રેજોના હાથમા મુંબઇ ઇલાકો મરેઠાની સાથે જય મેળવ્યાથી આવ્યો તેમ મદ્રાસ ઇલાકો મ્હૈસુર સાથેની લડાઇમા ફતેહ મળવાથી આવ્યો. અહીંની હવા ગરમ છે.

આ ઇલાકાના હાકેમને ગવર્નર કહે છે તેને કારોબારી અને ધારાસભાની કાઉન્સીલો મદદ કરે છે.

**સીમા**—ઉત્તરે હૈદ્રાબાદનુ રાજ્ય, પૂર્વે બગાળાનો ઉપસાગર દક્ષિણે મનારનો અખાત અને પશ્ચિમે અરબી સમુદ્ર છે.

**રાજકીય વિભાગ**—(૧) ઉત્તર સરકાર (૨) કર્ણાટક (૩) મલબાર.

**નદી**—ગોદાવરી, કૃષ્ણા, કાવેરી અને કોલેરૂન મુખ્ય છે.

**બેટ**—રામેશ્વર-છેક દક્ષિણમા છે.

**લક્ષદ્વીપ**—મલબાર કિનારા પાસે છે.

**પર્વત**—નીલગિરિ-મ્હૈસુરની દક્ષિણે છે.

પૂર્વઘાટ અને પશ્ચિમઘાટ પૂર્વ અને પશ્ચિમ દિશા તરફ આવેલા છે.

સરોવર—ચીલકા, કોલર, અને પુલીકટ એ બધા પૂર્વ કિનારે છે.

અખાત—મનારનો અખાત દક્ષિણમા આવેલો છે.

મુખ્ય શહેરો—મદ્રાસ-રાજધાનીનુ શહેર છે તથા વેપારનું મોટુ મથક છે કાંજીવરમ-દહેરા માટે પ્રખ્યાત છે મદુરા-દક્ષિણ હિંદનુ અગાઉ મુખ્ય શહેર હતું સાલેમ-પોલાદના કામ માટે પ્રખ્યાત છે. વેલોર-ગાલીચા માટે પ્રખ્યાત છે

નિગાપટણ—મચ્છીલીપટણ-વિજાગાપટણ-મેંગલોર કાનાનુર-અને તેલીચરી એ બદરો છે બલ્લારી અને ત્રીચીનાપલ્લી લશ્કરી છાવણી છે. શ્રીરંગમ જાત્રાનુ સ્થળ છે. ઉત્તાકામંડ નિલગિરિનુ મુખ્ય મથક અને હવા ખાવાનુ ઠેકાણુ છે. કાલીકટ વ્યાપારનુ મુખ્ય શહેર છે. અને તાન્જોર કાવેરી ઉપર છે.

## દેશી રાજ્યો.

ત્રાવણકોર—એ હિંદુ દેશી રાજ્ય છે. તેનુ મુખ્ય શહેર ત્રીવેંદ્રમ છે તેમા પીપર અને એલચીની મુખ્ય પેદાશ છે.

કોચીન—એ હિંદુ દેશી રાજ્ય છે. તેની રાજધાની અર્નાકોલમ છે.

પુદુકોટા—આ રાજ્ય તજાવરની નૈઋત્યમા છે રાજધાની પુદુકોટ છે.

## બ્રહ્મદેશ.

હિંદુસ્તાનની પૂર્વે મોટામા મોટો આ પ્રાંત આવ્યો છે.

તેની પૂર્વે ચીન અને સિયામના રાજ્યો આવેલા છે તેનો વિસ્તાર બંગાળા ને આસામના જેટલો છે. તેના ઉપર રાજ ચલાવવાને ઉપરી અધિકારી લેફ્ટેનન્ટ ગવર્નર છે આ ભાગમા ગરમી વધારે પડે છે. આ દેશ બ્રહ્મી વિગ્રહો પછી અંગ્રેજ સરકારના હાથમા આવ્યો છે.

**પેદાશ**—પેદાશમા ચોખાનો પાક મોટો છે. જંગલોમા સાગ, સીસમ તથા વાસના પુષ્કળ ઝાડો થાય છે. ઇમારતી લાકડાનો મોટો વેપાર છે. માડલેની ખાણોમાથી પહેલા માણેક નીકળતા હતા, સફેદ આરસ, કલાઇ, તથા કેરોસીન સારા પ્રમાણમા નીકળે છે ડાંગર તથા ઇમારતી લાકડાની વધારે પેદાશ હોવાથી ત્યા લાકડા વહેરવાની મીલો છે ચોખા, ઇમારતી લાકડા, ગુંદર, રૂ, ચામડા અને કેરોસીન તેલની મુખ્ય નીકાશ છે.

**નદી—ઇરાવદી—સીતાંગ** અને **સાલવીન** એ ત્રણ મુખ્ય નદીઓ છે અને ત્રણે માર્ટાબાનના અખાતમા પડે છે.

**પર્વત-આરાકાનયોમા** પશ્ચિમમા છે, અને **પેગુયોમા** પૂર્વમા છે

**ભૂશિર—નિગ્રેસ**-માર્ટાબાન અખાતની પશ્ચિમે છે

**મુખ્ય શહેરો—રંગુન**-મુખ્ય શહેર છે હિંદુસ્તાનમા આ બંદર ત્રીજે નંબરે છે આ બંદરેથી ચોખા અને સાગ જથ્થાબંધ ચડે છે **માંડલે**-ઇરાવદીને કાંઠે છે, જુની રાજધાની હતું.

**અકયબ**—માથી જથ્થાબંધ ચોખા યુરોપ જાય છે.

**મોલમીન**—સાગના લાકડાના વેપારનુ મથક છે. **આવા** અને **અમરપુરા**-જુની રાજધાનીના શહેરો છે

**પ્રોમ**—ઇરાવદી નદી ઉપર મોટુ શહેર છે **ભામો**-વ્યાપારી મથક છે. **બાસીન** અને **પેગુ** એ નાના શહેરો છે.

## આસામ.

આ પ્રાંત અંગ્રેજ સરકારને પહેલા બ્રહ્મી વિગ્રહને અંતે મળ્યો હતો ઇ સ. ૧૯૧૧ ના ડીસેમ્બર માસમા શહેનશાહે દિલ્હીમા દરબાર ભર્યો હતો, તે વખતે આસામને બંગાળાથી જુદો પાડ્યો હતો અને ચીફ કમિશનરની દેખરેખ નીચે મૂક્યો હતો પણ હાલમા ગવર્નરની દેખરેખ નીચે છે. આ પ્રાંતની ઉત્તરે હિમાલય પર્વત છે તેની દક્ષિણે બ્રહ્મપુત્રા નદી વહે છે. આ ભાગમા વરસાદ વધારે પડે છે તેથી અહીં ચાનો પાક સારો થાય છે. મુખ્ય પેદાશમા ચા, કોયલો, ચુનાના પત્થર અને રબર છે.

**નદી—બ્રહ્મપુત્રા.**

**પર્વતો—**પતકોઇ પર્વત, જીનતેહ અને ગારો નામના ડુંગરો છે.

**મુખ્ય શહેરો—ગૌહતી**–મુખ્ય શહેર છે શિલહટ–સુરમા નદી ઉપર છે કાચાર–ચાના બગીચા માટે પ્રખ્યાત છે

**સીલોંગ**—ખાસીયા ડુંગર ઉપર છે. **ચેરાપુંજી**મા હિંદના બધા ભાગ કરતા વધારે વરસાદ પડે છે

**દેશીરાજ્ય**—આ પ્રાંતમા **મણીપુર**નુ દેશીરાજ્ય છે. તેમા હાથીદાંત, રેશમ, ચા અને રબરની સારી પેદાશ છે

## બંગાળા ઈલાકો.

આ ઇલાકો બહાર અને ઓરિસ્સાની પૂર્વે અને આસામની પશ્ચિમે આવેલો છે. ઇ. સ. ૧૯૦૫ મા આ ઇલાકાના બે ભાગ કરવામા આવ્યા હતા. આમાનો એક ભાગ પૂર્વ બંગાળાના નામથી ઓળખાતો હતો પણ ઇ સ. ૧૯૧૧ મા આ બને ભાગ જોડી

તેમનો એક પ્રાંત બનાવ્યો છે અને તેને ગવર્નરની દેખરેખ નીચે મૂકવામા આવ્યો છે

**પેદાશ**—રૂ, ચોખા, ગળી, જયુટ, અફીણ, તમાકુ અને તેલીબીઆ મુખ્ય છે. અહીં રેશમના કીડા ઉછેરવામા આવે છે ચાના બગીચા આવેલા છે, આ પ્રાંતમા કોયલાની ખાણો છે.

**સીમા**—ઉત્તરે નેપાળ અને ભૂતાન પૂર્વ બ્રહ્મદેશ અને આસામ છે દક્ષિણે બગાળાનો ઉપસાગર છે, અને પશ્ચિમે બહાર અને ઓરિસ્સા છે

**ઉપસાગર**—બંગાળાનો ઉપસાગર.

**નદી**—ગગા, બ્રહ્મપુત્રા, **હુગલી,** અને **ભાગીરથી** છે.

**મુખ્ય શહેરો**—**કલકતા**-મુખ્ય શહેર છે ત્યા આ ભાગનો ગવર્નર રહે છે ત્યા મહાકાળીનુ મોટુ મદિર છે વળી ત્યા યુનિવર્સીટી છે. અહી શણની મીલો છે. **ઢાકા**-ત્યાની મલમલ વખણાય છે **મુર્શિદાબાદ**મા બંગાળાના નવાબોની પહેલા રાજધાની હતી ત્યા રેશમનો વણાટ બહુ સારો થાય છે **ચિતાગોંગ**માથી ચોખા અને સાગ પરદેશ ચડે છે. **દાર્જિલીંગ** હવા ખાવાનુ મથક છે **રાણીગંજ** કોયલાની ખાણો માટે પ્રખ્યાત છે. **ચદ્રનગર**-ફ્રેચ લોકોનુ શહેર છે **પ્લાસી**-અહિ લોર્ડ કલાઇવે જીત મેળવી બંગાળાને કબજે લીધો હતો.

**બારીસલ**—વેપારી મથક છે. **સીરજગજ**-શણના વેપાર માટે પ્રખ્યાત છે.

**ચીન્સુરા**—વલદા લોકોનુ અગાઉ મથક હતુ. અને **શ્રીરામપુર**—અગાઉ ડેન લોકોનુ મથક હતુ.

## દેશી રાજ્યો.

**કુચબિહાર**—મા શણ, તમાકુ અને માગની સારી પેદાશ છે.

**ટીપેરા**—મા રૂ, તલ, વાસ અને નેતરની મુખ્ય પેદાશ છે.

## બહાર, છોટાનાગપુર અને ઓરિસ્સાનો સંયુક્ત પ્રાંત

અગાઉ આ બધા ભાગ બંગાળા ઇલાકામા આવેલા હતા. ઈ સ ૧૯૧૧ મા બહાર, છોટાનાગપુર અને ઓરિસ્મા એ આ સયુક્ત પ્રાતની ગર્વનર દેખરેખ રાખે છે.

**નદી—ગંગા, મહાનદી, બ્રાહ્મણી** અને **વૈતર્ણી** મુખ્ય છે.

**પર્વત—રાજમહાલના** ડુગરો બહારમા છે. **પારસનાથની** ટેકરી છોટાનાગપુરમા છે

**જાત્રાના સ્થળ**—**જગન્નાથપુરી**, ગયા અને **પારસનાથ** છે.

**હવાખાવાનું ઠેકાણું—દાર્જીલીગ** છે.

**બહારપ્રાંત**—મુખ્ય શહેરો—**પટણા**-ગગા અને શોણ નદીના સગમ પર આવ્યુ છે તેનુ જુનુ નામ પાટલી પુત્ર છે તે મગધની ગજધાની હતું. **ગયા**-જાત્રાનુ સ્થગ છે હિદુ લોકો ત્યા સરાવા જાય છે **ભાગલપુર**-મોટુ શહેર છે **મોંગીર**-મા પિસ્તોલ અને બંદુક સારી બને છે. **બકસર** ઐતિહાસિક શહેર છે

**ઓરિસ્સા અથવા ઓઢીઆ—મુખ્ય શહેરો—કટક** મહા નદી ઉપર ઓરિસ્સાનુ મુખ્ય શહેર છે, **પુરી**-જગન્નાથજીની જાત્રાને માટે પ્રખ્યાત છે.

**છોટાનાગપુર**—બહાર અને મધ્ય પ્રાતો વચ્ચેનો ડુગરાળ પ્રદેશ છે. **મુખ્ય શહેરો-રાંચી**-રાજધાનીનુ શહેર છે. **સાંકચી** આગળ લોઢાનુ કારખાનુ છે

**દેશીરાજ્ય—સીકીમનું** રાજ્ય-નેપાળ અને ભૂતાનની વચ્ચે છે. અહીં તેલીબીઆ અને એલચીની પેદાશ સારી છે અહીં થઇને ટીબેટમા જવાય છે. ટટ્ટુ અને મેઢા જથ્થાબધ આ ભાગમા મળી આવે છે.

## આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો.

આ પ્રાતો રજપુતાનાની પૂર્વે અને મધ્ય હિદુસ્તાનની ઉત્તરે છે. ઇ સ ૧૯૦૧ મા વાયવ્ય સરહદનો પ્રાત કાઢયો, ત્યા સુધી આ પ્રાતો વાયવ્ય પ્રાતો નામે ઓળખાતા હતા. ગવર્નર આ પ્રાતોના દેખરેખ રાખે છે આ પ્રાતમા સારી ખેતીવાડીને લીધે હિદુસ્તાનના હરકોઈ પ્રાત કરતા વસ્તી વધારે છે ઇ સ ૧૮૫૬ મા અયોધ્યાનો પ્રાત તેના નવાબની ખરાબ વર્તણુકને લીધે ખાલસા કરવામા આવ્યો હતો આ પ્રાતમા ડાગર, કઠોળ, તમાકુ, જુવાર, રૂ, શેરડી, અફીણ, ગળી અને તેલીબીઆની પેદાશ સારી છે કેટલીક જગ્યામાથી સુરોખાર જથ્થાબધ નીકળે છે.

### (૧) આગ્રાપ્રાંત.

**નદી—ગંગા, જમના, ગોમતી ને ગોગ્રા છે**
**પર્વત—શિવાલીક**

**મુખ્ય શહેરો—અલ્લ્હાબાદ**-ગગા અને જમનાના સગમ-પર આ પ્રાતનુ મુખ્ય શહેર છે તેનું અસલ નામ પ્રયાગ છે **બનારસ-(**કાશી**)**—ગગાનદીને કિનારે હિદુઓનું જાત્રાનુ સ્થળ છે એ સંસ્કૃત વિદ્યાના અભ્યાસનુ મુખ્ય સ્થળ છે ત્યા પિત્તળના વાસણ તથા કસબનુ કામ સારૂ થાય છે. **ગાઝીપુર**—ગુલાબજળ માટે તથા અફીણના વેપાર માટે પ્રખ્યાત છે **ઝાંસી**—મોટુ રેલવે

જંકશન છે. તથા તે ઐતિહાસિક શહેર છે, કાનપુર—ત્યાં સુતરાઉ તથા ગરમ કાપડની મીલો છે. ત્યાં ચામડાનો સામાન સારો બને છે.

**આગ્રા**—જમના નદી ઉપર છે મોગલ શહેનશાતનું મુખ્ય શહેર હતું. ત્યાં તાજમહાલ જોવા લાયક છે **મથુરા**—શ્રી કૃષ્ણ ભગવાનની જન્મ ભૂમિને માટે પવિત્ર ગણાય છે **વૃંદાવન**—જાત્રાનું સ્થળ છે. **અલીગઢ**—મા મુસલમાની કોલેજ છે **મીરત**—લશ્કરી છાવણીનું મથક છે. **ફતેહપુર**—ઐતિહાસિક શહેર છે. **ફરૂક્કાબાદ** વેપારી મથક છે. **રૂર્કી**—ત્યાં ઇજનેરી કોલેજ છે. **સહરાનપુરમાં** વનસ્પતિના બગીચાઓ છે. **દેહરાદુન**-હવા ખાવાનું મથક છે, તથા ત્યાં ચાના બગીચા છે **નૈનિતાલ** હવા ખાવાનું મથક છે. **કનોજ**-ઐતિહાસિક શહેર છે

## અયોધ્યા પ્રાંત.

આ પ્રાંત નેપાળ અને ગંગાનદીની વચ્ચે છે તેનો ઉત્તર ભાગ જંગલોથી ભરપુર છે. ત્યાં ગરમી અને ઠંડી વિશેષ પડે છે.

**મુખ્ય શહેરો**—**લખનૌ**-ગોમતી નદીને કાંઠે છે તથા મોટું સુંદર શહેર છે. **ફૈઝાબાદ**-લશ્કરી છાવણીનું સ્થળ છે.

અયોધ્યા—આ જગ્યા **શ્રી રામચંદ્રજી**ની જન્મભૂમિ છે

**દેશી રાજ્યો**—**રામપુર**-એ મુસલમાની રાજ્ય છે ગઢવાલ એ હિંદુ રાજ્ય છે. **તરી** તેનું મુખ્ય શહેર છે

## પંજાબ પ્રાંત

આ પ્રાંત આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતની વચ્ચે આવેલો છે. આ પ્રાંતમાં પાંચ નદીઓ જેલમ, ચીનાબ, રાવી,

બિઆસ અને સતલજ વહે છે, તે ઉપરથી એનુ નામ પંજાબ પડયુ છે, પ જ એટલે પાચ અને આબ એટલે પાણી થાય છે. નદીઓ વચ્ચેનો પ્રદેશ જે દુઆબને નામે ઓળખાય છે તે ઘણો ફળદ્રુપ છે. મુખ્ય પાક ઘઉં, જુવાર ને તેલબીઆ છે સિંધવ મીઠાની મોટી પેદાશ છે ફટકડી તથા કોલસા પણ નીકળે છે. લોકોનો મુખ્ય ધંધો વણાટનો છે, અહીંની શાલ વખણાય છે. ગવર્નર આ પ્રાત ઉપર દેખરેખ રાખે છે.

**નદી**—સિંધુ, જેલમ, બિઆસ, ચીનાબ, રાવી, સતલજ અને જમના મુખ્ય છે

**પર્વત**—શિવાલિક અને સુલેમાન.

**હવાખાવાના ઠેકાણા**—સીમલા અને મરી સીમલા ત્યા વાઇસરોય ઉનાળામા ખાસ જાય છે.

**મુખ્ય શહેરો**—**લાહોર**-મુખ્ય શહેર છે અહીની ઇમારતો જોવા લાયક છે. **દિલ્હી**-જમના નદીના કિનારા ઉપર છે તેમા પાદશાહી મહેલો, જુમામસજીદ તથા કુતુબ મિનાર વગેરે જોવા લાયક મકાનો છે. હાલમા હિંદુસ્તાનની રાજ્યધાની છે તેથી ગવર્નર જનરલ ત્યા રહે છે **અમૃતસર**-શીખ લોકોનું જાત્રાનુ ઠેકાણુ છે આ શહેર ગરમ શાલ, રેશમી અને સુતરાઉ કાપડના વેપાર માટે પ્રખ્યાત છે. **મુલતાન**-ત્યા રેશમ થાય છે.

**સીમલા**—હિમાલયના શિખર ઉપર હવા ખાવાનુ ઠેકાણુ છે ત્યા હિંદના વાઇસરોય અને આ પ્રાતના ગવર્નર ઉનાળામા મુકામ રાખે છે

**અંબાલા** અને **રાવળપીંડી**-લશ્કરી છાવણીના સ્થળ છે.

**પાણીપત** અને **સ્થાનેશ્વર**—ઐતિહાસિક જગ્યાઓ છે.

**અલીવાલ, ગુજરાત, ફીરોજપુર, ચિલીનવાલા** વગેરે ઐતિહાસિક શહેરો છે. **મરી**–હવાખાવાનુ સ્થળ છે, અને **કસાવલી** સીમલાથી થોડાક માઇલ દૂર છે. હડકાએલા કુતરાથી કરડાએલા દરદીના દવાખાના માટે પ્રખ્યાત છે.

## દેશી રાજ્યો.

**ભાવલપુર**—એ મુસલમાની રાજ્ય છે, તે સિંધુ નદીની દક્ષિણે આવેલુ છે. તેનુ મુખ્ય શહેર **ભાવલપુર** છે

**પતિઆળા**—એ મોટુ શીખ રાજ્ય છે એની રાજધાની **પતિઆળા** છે. આ ઉપરાત ઝીંદ, નભા, ફરીદકોટ, મુદા અને કપુરથલા એ નાના શીખ રાજ્યો છે.

## વાયવ્ય સરહદનો પ્રાંત

પંજાબના વાયવ્ય ખુણામા આ પ્રાત આવ્યો છે તેના ઉપરી અમલદાર ચીફ કમિશનર છે. આ વિભાગ તદન પહાડી છે અફ-ઘાનીસ્તાન અને હિંદુસ્તાન વચ્ચે આવ જા કરવાને ખૈબરઘાટ નામનો માર્ગ છે

**મુખ્ય શહેરો**—**પેશાવર**–આ પ્રાતનુ મુખ્ય શહેર છે. ત્યા લશ્કરી મોટી છાવણી છે. ડેરાઇસમાઇલખાન, ચિત્રાલ, કોહાટ, એડવર્ડાબાદ અને એબટાબાદ એ નાના શહેરો છે

## અજમેર મ્હેરવાળા.

રજપુતાનાની મધ્યમા નાનો બ્રિટિશ મુલક આવ્યો છે. આ ભાગનો અમલદાર ચીફ કમિશનર છે, જે રજપુતાના એજન્સિનો એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ છે. સિંધીઆ સરકારની સાથે થયેલ

તહનામાની રૂએ અગ્રેજ સરકારને અજમેર પ્રાત મળ્યો હતો. પાછળથી મ્હેરવાળા પ્રાત અજમેર સાથે જોડી દેવામા આવ્યો છે.

**પેદાશ**—મકાઇ, જવ, જુવાર અને બાજરી મુખ્ય છે.

**મુખ્ય શહેર—અજમેર**-મુખ્ય શહેર છે. અહીં રાજકુમારો માટે વિદ્યાલય છે. તથા ખ્વાજા પીરની દરગાહ છે, ત્યા દર વર્ષે મેળો ભરાય છે.

## મધ્ય પ્રાંતો અને વરાડ.

### મધ્ય પ્રાંતો.

આ પ્રાતો હિદુસ્તાનની મધ્યમા છે. તેથી તેનુ નામ મધ્ય પ્રાતો પડયુ છે આ પ્રાતમા દેશી રાજ્યો ઘણા છે તે ગોંડ તથા રજપુત ઠાકોરને તાબે છે. એમા તાપ સખત પડે છે ત્યા વરસાદ પણ વધુ પડે છે મુખ્ય ભાષા હિદી, મરાઠી ને ઉરિઆ છે રાજ્ય કારભાર ગવર્નર ચલાવે છે આ પ્રાતનો ઘણો ભાગ ડુગરો અને જગલોથી ભરપુર છે તેમાં સાગનુ કિમાગ્તી લાકડુ થાય છે તે સિવાય રૂ, ચોખા, ઘઉં જુવાર, તલ અને અફીણની મુખ્ય પેદાશ છે. દક્ષિણના ભાગોમા કોયલા અને લોઢાની ખાણો છે. લાખ અને રેશમ જગલમા એકઠા કરવામા આવે છે

**પર્વત**—સાતપુડા અને વિંધ્યાચળ મુખ્ય છે

**નદી**—**નર્મદા, તાપી, વેનગંગા, વર્ધા,** અને **મહાનદી** છે.

**મુખ્ય શહેરો—નાગપુર**-મુખ્ય શહેર છે ત્યા ગવર્નર રહે છે. ત્યાના મોતી જોટા વખણાય છે **જબલપુર**-મોટુ વેપારી મથક છે **બુરાનપુર**-રેશમી વણાટને માટે પ્રખ્યાત છે. **કામ્પટી**-લશ્કરી મથક છે. **વારોરા**-મા કોયલાની ખાણો છે **રાયપુર**-મા અનાજનો વેપાર સારો ચાલે છે **ચાંદા**-એ ગોંડ રાજ્યની જુની રાજધાની હતી.

**દેશી રાજ્ય—બસ્તાર**-સૌથી મોટુ દેશી રાજ્ય છે. તેની રાજધાની જગદલપુર છે.

## વરાડ.

આ પ્રાત નિજામના તાબામા હતો. ઇ. સ. ૧૮૫૩ મા અંગ્રેજ સરકારને નિજામના રાજ્યમા રાખવાના લશ્કરના નિભાવ માટે આ પ્રાત આપવામા આવ્યો હતો. હાલમા તે ખાલસા કરી મધ્ય પ્રાતો સાથે જોડી દેવામા આવ્યો છે આ પ્રાત ઉપર મધ્ય પ્રાતનો ગવર્નર દેખરેખ રાખે છે.

**નદીઓ**—વેનગંગા, પૂર્ણા અને વર્ધા મુખ્ય છે

**મુખ્ય શહેરો—ઇલીચપુર**-મોટુ શહેર છે **ઉમરાવતી**-રૂના વેપારનું મોટુ મથક છે. **આકોલા** વ્યાપારી મથક છે

## કુર્ગ.

આ નાનો બ્રિટિશ પ્રાત મદ્રાસ ઇલાકાની પશ્ચિમે છે એમા જગલો અને પહાડો ઘણા છે. તેની પેદાશ ગુદ, ચા, અને સિકોના છે. મ્હૈસુરનો રેસિડન્ટ કુર્ગનો ચીફ કમિશનર છે.

**મુખ્ય શહેર—મર્કારા**-મુખ્ય શહેર છે

## બલુચિસ્તાન.

આ ભાગ વાયવ્ય સરહદ પ્રાતની દક્ષિણે છે. આમાનો એક ભાગમાનો મુલક ખાલસા છે. અને બાકીના બે ભાગ ત્યાના મુસલમાન ખાનના તાબામા છે. પણ તે પર વાઇસરોયની સત્તા હોવાથી તે હિંદુસ્તાનના સામ્રાજ્યનો ભાગ છે. આ પ્રાતનો ચીફ કમિશનર તેની અંદરના દેશી રાજ્યોની દેખરેખ રાખે છે ત્યા શિયાળામા ઘણી ટાઢ પડે છે. અને ઉનાળામાં ઘણીજ ગરમી પડે છે. બોલન ઘાટમા

થઇને બલુચિસ્તાનમા જવાય છે પરદેશી હુમલાઓથી હિંદનુ રક્ષણ કરવાને આ ભાગ લેવામા આવ્યો છે.

**પર્વત**—સુલેમાન પર્વત મુખ્ય છે

**મુખ્ય શહેરો**—**ખિલાત**-ત્યાનો રાજા મુસલમાન છે તે ખાનના નામથી ઓળખાય છે. તે અંગ્રેજ સરકારને તાબે છે.

**ક્વેટા**—બ્રિટિશ બલુચિસ્તાનનુ મુખ્ય શહેર છે.

## અંદામાન અને નિકોબાર.

બંગાળાના ઉપસાગરના પૂર્વ ભાગમા અને મદ્રાસ ઇલાકાની પૂર્વે આ બંને દ્વીપ છે હિંદુસ્તાનમાથી દેશ નિકાલની સજા પામેલા કેદીઓને અંદામાનમા રાખવામા આવે છે નિકોબાર ટાપુ અંદામાનની દક્ષિણે છે એ ટાપુ પહેલા ડેનમાર્કને તાબે હતો પણ હાલમા અંગ્રેજ સરકારને તાબે છે. મુખ્ય પેદાશમા નાળિએર અને સાગ છે

**મુખ્ય શહેર**—**પોર્ટ બ્લેર**-મુખ્ય શહેર છે અહી કેદીઓને રાખવામા આવે છે.

## અંગ્રેજ તાબાના મોટા દેશી રાજ્યો.

### કાશ્મીર.

આ દેશી રાજ્ય પંજાબની ઉત્તરે આવેલુ છે આ રાજ્યનો રાજકર્તા રજપુત મહારાજા છે કુદરતે આ જગ્યાને મનોહર બનાવેલી છે. આ રાજ્ય રેસિડન્ટની દેખરેખ નીચે છે. કાશ્મીરી શાલો ખાસ વખણાય છે.

**પર્વત**—હિમાલય અને કારાકોરમ છે.

**સરોવર**—વુલર સરોવર છે.

**મુખ્ય શહેરો**—**શ્રીનગર**-મુખ્ય શહેર છે. જેલમ નદી પર

આવેલુ છે. જમ્મુ—મોટુ વેપારી મથક છે. લેહ—સિંધુ નદી ઉપર છે.

નદી—સિંધુ, જેલમ, અને ચિનાબ છે

## રજપુતાના એજન્સિ.

આ એજન્સિ પંજાબની દક્ષિણે અને સિંધની પૂર્વે આવેલી છે. આ એજન્સિમા ૨૦ સંસ્થાનો આવેલ છે. એમા ફક્ત અજમેર-મ્હેરવાળાનો ભાગ અંગ્રેજ સરકારને તાબે છે. આ સંસ્થાનો ઉપર એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ દેખરેખ રાખે છે.

રણ—મારવાડનુ મોટુ રણ છે

નદી—ચંબલ, બનાસ, અને લુણી મુખ્ય છે.

પર્વતો—અરવલ્લી અને આબુ પર્વત છે.

સરોવર—સાંભર ખારા પાણીનુ સરોવર છે.

જાત્રાના સ્થળો—પુષ્કરજીમા બ્રહ્માનું દહેરૂ છે. આબુમા જૈન લોકોના દહેરા છે.

દેશી રાજયો—બિકાનેર, અલવાર, કિશનગઢ, જયપુર, બુંદી, કોટા, પ્રતાપગઢ, ડુંગરપુર, મેવાડ અથવા ઉદેપુર, મારવાડ અથવા જોધપુર અને જેસલમીર મુખ્ય છે આ રાજપુતોના રાજ્ય છે ભરતપુર અને ધોળપુર જાટ લોકોના રાજ્ય છે.

ટોંક—મુસલમાની રાજ્ય છે.

મુખ્ય શહેરો—ઉદેપુર-રજપુતાનામા પહેલા નંબરના રાજ્યનુ શહેર છે. રાજકર્તા સિસોદીઆ રજપુત છે. 'ચિતોડ-મા મજબુત કિલ્લો છે. એ ઐતિહાસિક શહેર છે, મારવાડ-ના બળદો તથા ઉંટો સારા છે. બિકાનેર-ત્યાના ઊંટ વખણાય છે.

**જયપુર**—મા વેધશાળા તથા સગ્રહસ્થાન જોવા લાયક છે.

**જેસલમીર**—જેસલનામના રાજાએ વસાવ્યુ હતુ **ભરતપુર** અહિનો રાજા જાટ છે **શીરોહી**-તરવાર માટે પ્રખ્યાત છે. **આબુ** હવાખાવાનુ સ્થળ છે. તથા જૈનના દહેરા માટે જાણીતું છે.

## મધ્ય હિંદ એજન્સિ.

રજપુતાના એજન્સિની પૂર્વ આવેલી આ એજન્સિ ૧૪૮ નાના રાજ્યોની બનેલી છે. તેઓ એજન્ટ ટુ ધી ગવર્નર જનરલની દેખરેખ નીચે છે

**નદી**—**નર્મદા, શોણ** અને **ચબલ** મુખ્ય છે.

**પર્વત**—**વિંધ્યાચળ** અને **સાતપુડા** છે.

## મુખ્ય રાજ્યો અને તેના શહેરો.

**ગ્વાલીઅર**—આ રાજ્ય મધ્ય હિદ એજન્સિમા સૌથી મોટુ છે. એના રાજકર્તા સિધીઆ કહેવાય છે. **ગ્વાલીઅર**-મુખ્ય શહેર છે અહીંનો કિલ્લો જોવા લાયક છે, એમા લશ્કર રહે છે. **ઉજ્જન**-માળવાની જુની રાજધાની છે **નીમચ**-મા લશ્કરી છાવણી છે

**ભોપાળ**—આ મુસલમાની રાજ્ય નર્મદા કિનારે આવેલુ છે. ત્યા રાજકર્તા બેગમ છે **ભોપાળ**-મુખ્ય શહેર છે

**ઇદોર**—આ મરેઠી રાજ્ય છે આ રાજ્યનો રાજા હોલકર વશનો છે. ઇંદોર-મુખ્ય શહેર છે. એમા રાજકુમાર કૉલેજ છે. **મહુ**-મા લશ્કરી છાવણી છે. **ધાર**-ઇદોરની પશ્ચિમે નાનુ રાજ્ય છે.

**બુદેલખડ**—એનો મોટો ભાગ અગ્રેજ સરકારને તાબે છે. બાકીનો ભાગ જાગીરોમા તથા નાના દેશી રાજ્યોમા વહેચા-

એલો છે. મુખ્ય સસ્થાનોમા પન્ના-પૂર્વમા છે ત્યા હીરા નીકળે છે

**તેહરી સંસ્થાન**—પશ્ચિમમા છે. તેનુ મુખ્ય શહેર **તેહરી** છે

રેવા—તેનુ મુખ્ય શહેર રેવા છે.

## હૈદ્રાબાદ ઉર્ફે નિઝામનું રાજ્ય.

મદ્રાસ ઇલાકાની ઉત્તરે હિંદુસ્તાનના દેશી રાજ્યોમા મોટામા મોટુ મુસલમાની દેશી રાજ્ય છે તેના રાજકર્તાને નિઝામ કહે છે એ રાજ્યમા અગ્રેજ સરકાર તરફથી રેસિડેન્ટ રહે છે

પેદાશ—તેલીબીઆ, જુવાર, બાજરી, અને રૂનો મુખ્ય પાક છે ખનિજમા ગાદાવરીના ઉત્તર પ્રદેશમા કોયલાની ખાણો છે. કૃષ્ણા નદીની ખીણમાથી હીરા નીકળે છે

**નદી—ગોદાવરી, કૃષ્ણા, ભીમા અને તુગભદ્રા છે.**

**મુખ્ય શાહેરો—હૈદ્રાબાદ**-નિઝામના રાજ્યની રાજધાનીનુ શહેર છે ત્યા રેસિડન્ટ રહે છે ગોવળકુંડા-અગાઉના વખતમા ત્યા હીરા નીકળતા હતા વરગુળ-તેલગણુ રાજ્યની રાજધાની હતુ. **સિકંદ્રાબાદ** લશ્કરી મથક છે **ઔરંગાબાદ** અજિન્ટાના ડુગર પાસે છે એમા મકરબાનો રોઝો જોવા લાયક છે **દોલતાબાદ**મા કિલ્લો છે **બીદર**-મુસલમાની રાજ્યની રાજધાની હતું

**આસાઈ**—ઐતિહાસિક શહેર છે. **કલ્યાણ** ચાલુક્ય વંશની રાજધાની હતું. **એલોરા** અને **અજિન્ટા**મા પર્વતમા કોતરી કાઢેલા દહેરાઓ જોવા લાયક છે અને **રાયપુર** મોટુ રેલવે સ્ટેશન છે.

## મ્હૈસુર.

મદ્રાસ ઇલાકાની ઉત્તરે આ હિંદુ દેશી રાજ્ય આવેલું છે અહિ સરકાર તરફથી રેસિડન્ટ રહે છે આ ભાગમાં પહાડો તથા તળાવ આવેલા છે. જંગલોમાં ઇમારતી લાકડું, સાગ અને સુખડ ઉત્પન્ન થાય છે આ ભાગમાંથી સોનું નીકળે છે

**નદી**—કાવેરી-પનાર, અને તુંગભદ્રા છે.

**મુખ્ય શહેરો**—મ્હૈસુર-રાજધાનીનું શહેર છે. શ્રીરંગપટણ મુસલમાન રાજાઓની રાજધાની હતું બેંગલોર લશ્કરી છાવણીનું મથક છે. એમાં રેસિડન્ટનો મુકામ છે કોલારમાં સોનાની ખાણો છે. તેથી તે પ્રસિદ્ધ છે

---

## વડોદરા રાજ્ય.

જુઓ પાના ૨૮ થી ૨૯

## સ્વતંત્ર રાજ્યો.

### નેપાળ

હિંદુસ્તાનની ઉત્તરે આવેલું આ સ્વતંત્ર પહાડી રાજ્ય છે ત્યાંનો રાજા અંગ્રેજ સરકારના તાબામાં નથી પણ મિત્ર તરીકે છે, આખો પ્રાંત હિમાલયના શિખરો અને ખીણોથી ભરેલો છે. લોકો ગુરખા જાતના છે. તેઓ ઘણા ચપળ અને લડાયક છે અહિના લોકો બૌદ્ધ ધર્મને માને છે.

**પર્વત**—ધવળગિરિ અને એવરેસ્ટ હિમાલયના ઉંચા શિખરો છે.

**નદી**—ગોગ્રા, ગંડકી અને કુશી મુખ્ય છે

**મુખ્ય શહેર—ખટમંડુ**-મુખ્ય શહેર છે ત્યા રેસિડન્ટ રહે છે ત્યા બૌદ્ધના દેવળ ઘણા છે.

## ભૂતાન

આસામની ઉત્તરે આ નાનો સ્વતંત્ર પહાડી મુલક આવ્યો છે લોકો ઘણા મજબુત બાંધાના છે અને બૌદ્ધ ધર્મને માને છે.

**નિકાશ**—ઊન, કસ્તુરી, મીણુ અને ટટ્ટુ છે.

**મુખ્ય શહેર—પુનાખા**-રાજ્યધાનીનુ શહેર છે

# પરદેશી રાજ્યો.

## ફ્રેંચ સંસ્થાનો.

**મુખ્ય શહેરો—પોંડીચરી** કોરામંડળ કિનારે છે. ત્યા ફ્રેંચ ગવર્નર રહે છે. **ચંદ્રનગર**-હુગલી નદી ઉપર બંગાળામા છે.

**યાનાન**—ગોદાવરીના મુખ આગળ છે. **કારીકલ**-કાવેરી નદીના મુખ પાસે છે. અને **માહી** મલબાર કિનારે છે

## પોર્ટુગીઝ (ફિરંગી) સંસ્થાનો.

**મુખ્ય શહેરો—ગોવા** મુખ્ય શહેર છે. ત્યા પોર્ટુગીઝ ગવર્નર રહે છે. **દમણુ**-પશ્ચિમ કિનારે આવેલ છે. અને **દિવ**-કાઠિયાવાડની દક્ષિણે છે.

## સિલોન બેટ

હિંદુસ્તાનની દક્ષિણે સિલોન અથવા લંકાનો ટાપુ હિંદી મહાસાગરમા આવેલો છે તેમા તામીલ અને સીંગાલીઝ જાતના લોકો રહે છે. ત્યા બૌદ્ધ અને હિંદુ ધર્મ મુખ્ય છે. આ બેટ અંગ્રેજ સરકારના તાબામા છે પણ હિંદુસ્તાનના વાઇસરાૅયના તાબામા નથી. સીલોનના ગવર્નરની નીમણૂંક ઇંગ્લાંડની સરકાર કરે છે. અને

તે ઇંગ્લાંડના પરદેશ ખાતાના વજીરને જવાબદાર છે. તેનું ક્ષેત્રફળ કાઠિયાવાડથી સવાગણુ છે ને વસ્તી ડોઢી છે તેના મધ્ય ભાગમા પર્વતો છે, અને કિનારાનો ભાગ ઢાળ પડતો છે આ બેટ વિષુવૃત્તની નજીક હોવાથી તેની હવા ગરમ છે કિનારાની હવા ગરમ અને ભેજવાળી છે. તેથી ત્યા વનસ્પતિ વધારે ઉગે છે

**પેદાશ**—ચા, નાળિએર, પાન, ગુંદ, સિંકાના, તેજાના તથા ઇમારતી લાકડુ મુખ્ય થાય છે જાનવરોમા હાથી, ચિત્તા અને રીંછ જંગલમા ઘણા હોય છે સિલોનની ખાણો કિમતી હીરાઓ માટે પ્રખ્યાત છે. મનારના અખાતમથી મોતી નીકળે છે પણ સાથી કિમતી ખાણ પ્લમ્બેગોની છે.

**પર્વત**—પેદ્રતાગાલા એ એડમનુ શીખર છે.

**નદી**—મહાવીલીગંગા મુખ્ય છે.

**અખાત**—મનારનો અખાત મુખ્ય છે.

**મુખ્ય શહેરો**—કોલંબો-રાજધાની અને મુખ્ય બંદર છે અહીં ચા, ગુંદ કોપરેલ તેલ અને તજનો મોટો વેપાર છે.

**ત્રિકોમાલી**—પૂર્વ કિનારે દરિઆઈ લશ્કરનુ મથક છે.

**કાંદી**—એ અમારૂ લંકાના જુના રાજાઓની રાજધાની હતુ. પોઇન્ટદીગાલ-બંદર છે

**ટાપુ**—માલદ્વીપ-સિલોનની પશ્ચિમ બાજુએ આવેલ છે. ત્યાના રાજા મુસલમાન છે. આ ટાપુ ઉપર સિલોનનો ગવર્નર દેખરેખ રાખે છે.

